### શ્રી

# રસિક સ્તવનાવળી.

## ભાગ ૧ લો.

---

ચૈતવંદનો, સ્તવનો, થોયો, સંઝાયો, ગાવાનાં
ગીતો. લાવણીઓ, ગુંહલીઓ, પારણું,
[illegible]નીઓ. મંગળદીવો,
[illegible]ાની

# सांकळियुं.

## થોયો.

## સઝાયો.



## ગાવાનાં ગીત.



## લાવણીઓ.



## ગુંહલીઓ.

# ચોવીસ તિર્થંકરોનાં નામ તથા માતા પીતાનાં નામ વિગેરેનો કોઠો.

| નંબર | તિર્થંકરનાં નામ. | માતાનાં નામ. | પીતાનાં નામ. | લંછન. | જન્મભુમી. |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ. | મરૂદેવામાતા. | નાભિરાજા. | રૂષભ. | વિનીતા |
| ૨ | અજીતનાથ. | વીજયામાતા | જીતશત્રુરાજા. | હાથી. | અયોધ્યા |
| ૩ | સંભવનાથ. | સેનામાતા. | જીતારીરાજા. | ઘોડો. | સાવછી |
| ૪ | અભિનંદન. | સિદ્ધાર્થામાતા. | સંવરરાજા. | વાંદરો. | વિનીતા |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા | મેઘરાજા. | ક્રૌંચપક્ષી. | કોશલા |
| ૬ | પદમપ્રભુ. | સુશિલામાતા | ધરરાજા. | રાતુકમલ. | કોશાંબી |
| ૭ | સુપારશ્વનાથ. | પ્રથ્વીમાતા | પ્રતીષ્ટરાજા. | સાથીઓ. | વણારસી |
| ૮ | ચંદ્રપ્રભુ. | લક્ષમણામાતા | મહાસેનરાજા | ચંદ્રમા. | ચંદ્રપુરી |
| ૯ | સુવિધિનાથ. | રામામાતા. | સુગ્રીવરાજા | મછમધર. | કાકંદી |
| ૧૦ | શિતળનાથ. | નંદામાતા. | દ્રડરથરાજા | શીવછ. | ભદિલપુર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાંસનાથ. | વિષ્નુમાતા | વિષ્નુરાજા. | ખડગી. | સિંહપુર |
| ૧૨ | વાસુપુન્ય. | જયામાતા. | વસુપુજયરાજા | પાડો. | ચંપાપુરી |
| ૧૩ | વીમળનાથ. | શ્યામામાતા. | સુતવર્મરાજા | સુઅર, | કંપીલપુર |
| ૧૪ | અનંતનાથ. | સુયસામાતા. | સિંહસેનરાજા | સેચાંણો. | અયોધ્યા |
| ૧૫ | ધરમનાથ. | સુવ્રતામાતા. | ભાનુરાજા | વજર. | રત્નપુરી |
| ૧૬ | સાંતિનાથ. | અચિરામાતા | વીશ્વસેન. | હરણ. | અથીનાઉર |
| ૧૭ | કુંથુંનાથ. | શ્રીમાતા. | સુરરાજા. | બોકડો. | ગજપુરિ |
| ૧૮ | અરનાથ. | દેવીમાતા. | સુદર્શનરાજા | નંદાવ્રતસાથીઓ | નાગપુરિ |
| ૧૯ | મલ્લીનાથ. | પ્રભાવંતીમાતા | કુંભરાજા. | કળસ. | મિથિલા |
| ૨૦ | મુનીસુવ્રત. | પદ્મામાતા. | સુમિત્રરાજા. | કાચબો. | રાજગીરી |
| ૨૧ | નમીનાથ. | વિપ્રામાતા. | વીજયરાજા. | નીલકમલ. | મહીલા |
| ૨૨ | નેમનાથ. | સીવાદેવીમાતા | સમુદ્રવીજય. | સંખ. | સોરિપુર |
| ૨૩ | પારશ્વનાથ. | વીમામાતા. | અશ્વસેન. | સર્પ. | વનારસી |
| ૨૪ | મહાવીર. | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ. | ખત્રિકુંડ |



—— ০❦০ ——

૩૭૭૫

૩૦૦૫

# અથ શ્રી
# રસિક સ્તવનાવળી.
## ભાગ ૧ લો.

---

### દોહરો.

જ્ઞાન સમો કોઇ ધન નહી, સમતા સમો નહી સુખ;
જીવીત સમ આશા નહી, લોભ સમો નહીં દુઃખ. ૧

---

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરીઆણં, નમો ઉવઝાયાણં, નમો લોએ સવ્વ સાહુણં, એસોપંચ નમુકારો, સવ્વપાવ પણાસણો મંગળાણંચ સવ્વેસિં, પઢમં, હવઇ મંગલં, ઇતિ નવકાર.

---

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદાર્થ સિદ્ધ. ૧

ભાવે જીનવર પુજીએ, ભાવે દિજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન. ૨

---

જગતિ આધાર કીરપાવ તારં, દુર્વાર સંસાર વેકાર વીરં;
શ્રીવીતરાગો તુંહી મુક્તિ ભાવા, વિઘ્ન પ્રભુ વિઘ્ન પથાની કંચન.

---

દેખીરે અદભુત તાહારૂ રૂપ, અચરિજે ભવીકા રૂપી પદવરો;
તાહારી ગત તું જાણે હો દેવ, સમરણ ભજલેકે વાચક જસ કહે.

---

તું અકલંકી રૂપ સરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું સંકર બ્રહ્મા જગદીસર, વિતરાગ તુ નીરમાઈ. ૧
અનોપમ રૂપ દેખિ તુજ રીઝે, સુરનર નારી કે વૃંદા,
નમો નિરંજન ફણી પતી શોભીત, પાસ ગોડીચા સુરકંદા. ૨
કાને કુંડળ શીર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂ હાથ શોહાએ, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી;
નાગ નાગની છત્ર ધરેછે, જળ વરસાવ્યા નીરધારી. ૪
રૂપવિજય કહે સુણ મેરી લાવણી, એસી સોભા બહુ સારી:
માતા પિતા બાંધવ સહુ સાથે, સંજમ લીધાં નીરધારી. ૫

---

## પ્રભાતીઆં.

પાસ સંખેસરા સાર કર સેવકા, દેવકા એવડી વાર લાગે;
કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે.૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપછોડો.
મુજ મહીરાંણ મંજુસમાં પેશીને, ખલકના નાથજી બંધ ખોલો.૨
જગતમાં દેવ જગદીસ તું જાગતો, એમ શું આજ જીનરાજ ઊંઘે.
મોટા દાનેશ્વરી, તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે.૩
ભીડ પડી જાદવાજોર લાગી જરા, તતક્ષીણ ત્રીકમે તુજ સંભાર્યો
પ્રગટ પાતાળથી પલકમાં તે પ્રભુ, ભક્તિ જન તેહનો ભય નીવાર્યો
આદી અનાદી અરીહંત તું એકછે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદય રતન કહે પ્રગટ પ્રભુ પાશજી પામી ભવ ભંજનો એહ પુજો.

---

ચાલોને પ્રીતમજી પ્યારા સેત્રુંજે જઇએ, સેત્રુંજે જઇએ.
ચાલો૦ એ આકણીશું સંસારે રહ્યાછો મુજી, દિન દિન તન છીજે;
આઠ આભની છાયા સરખી, પોતાની કીજે. ચા૦ ૧ જે કરવું
તે પેલાં કીજે, કાલે શી વાતો; અણ ચીંતવીઆં આવી
પડસે, સબલાની લાતો. ચા૦ ૨ ચતુરાઇ શું ચિતમાં ચેતી, હાથે
તે સાથે; મરણ તણા નીશાણા મોટાં; ગાજેછે માથે. ચા૦ ૩ મા
તા મરૂદેવા નંદન નરખી, ભવ સફલો કીજે; દાનવીજે સાહેબ
નો શેવા, એ સબલી લીજે. ચાલો૦ ૪

# ચૈતવંદનો.

સકલ કુશલ વલ્લી પુષ્કરાવર્ત મેઘો, દુરિત તિમિર ભાનુ કલ્પવૃક્ષો પમાનુ; ભવજલ નિધિ પોત: સર્વ સંપત્તિ હેતુ. સ ભવતુ સત તં વ: શ્રેયસે શાંતીનાથ: શ્રેયસે પારશ્વનાથ:

# सिद्धाचळजीनां.

૧

વીમળ કેવળ જ્ઞાન કમળા કલીત ત્રીભુવન હીતકરં, સુરરાજ સંસ્તુત ચરણ પંકજ. નમો આદી જીનેશ્વરં. ૧ વીમલ ગીરીવર શ્રૃંગ મંડળ પ્રવર ગુણ ગણ ભુધરં, સુર અસુર કીનર કોડી સેવીત. નમો૦ ૨ કરતી નાટક કીંનરી ગણ ગાય જીન ગુણ મનહરં, નીજરાવળી નમે અહનીશ. નમો૦ ૩ પુંડરીક ગણપતી સિદ્ધી સાધી કોડી પાણ મુની મનહરં, શ્રી વીમલગીરીવર શ્રૃંગ સિધ્યા. નમો૦ ૪ નીજ સાધ્ય સાધન સુર મુનીવર કોડીનંત એ ગીરીવરે, મુગતી રમણી વરયા રંગે નમો૦ ૫ પાતાળ નર સુર લોક માંહી વીમલ ગીરીવર તોપરં, નહી અધીક તીરથ તીરથ પતી કહે. નમો૦ ૬ ઇમ વીમળ ગીરીવર સીખર મંડણ દુખ વીહંડણ ધ્યાઇએ, નીજ શુદ્ધ સત્તા સાધનાથ પરમ જયોતીને પાઇએ. જીત મોહ કોહવી છોહ નીદ્રા પરમ પદસ્થીત જયકરં, ગીરીરાજ શેવા કરણ તત્પર, પદ્મ વીજય સુહીતકરં. ૭

શ્રી સેત્રુંજય સિદ્ધ ખેત્ર, દીઠે દુરગતી વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧
અનંત સિધ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;
પુરવ નવાણુ રીખવ દેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો, કવીડ જક્ષ ભીરામ;
નાભીરાયા કુલ મંડણો, જીનવર કરૂ પરણામ. ૩

૩

આજ દેવ અરીહંત નમુ, સમરૂ તોરૂ નામ;
જ્યાં જ્યાં પ્રતીમા જીન તણી, ત્યાં ત્યાં કરૂ પરણામ. ૧
સેત્રુંજે શ્રી આદી દેવ, નેમ નમુ ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીશી જોડ;
મણીમય મુરત માનસું, ભરતે ભરાવી શોય. ૩
સમેત શીખર તીરથ વડો, જયાં વિશ જીન પાય;
વૈભાર ગીરીવર ઉપરે, વીર જીનેશ્વર રાય. ૪
માંડવ ઘડનો રાજીઓ, નામે દેવ સુપાશ;
રીખવ કહે જીન સમરતાં, પોહોચે મનની આશ. ૫

૪

પદ્મ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવધીનાથ, દો ઊજળ લહીએ. ૧

મલ્લીનાથને પારશ્વનાથ, દો નીલા નીરખા;
મુનીસુવ્રતને નેમનાથ, દો અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમાએ, એહવા જીન ચોવીશ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શિશ. ૩

૫

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાંતી તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧
દસ ભવ પાસ જીણંદને, સતાવીશ શ્રી વીર;
શેષ તીર્થંકર ત્રીહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨
જયાંથી સમકીત ફરસીયું, ત્યાંથી ગણીએ તેહ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ ગુણ ગેહ. ૩

૬

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય;
સતાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોતર સય ગુણ મલીએ, એમ સમરો નવકાર;
ધીર વીમળ પંડીત તણો, નય પ્રણમે નીત સાર. ૩

૭

આહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મનરે આણંદ;
ધન વેળા ધન તે ઘડી, નિરખુ પ્રભુ મુખ ચંદ. ૧

રિખભ અજીત સંભવ ભલા, અભીવંદન વંદુ;
સુમતી પદમ પ્રભુ જીનવરા, શ્રી સુપાસ જીનદુ. ૨
ચંદ્ર પ્રભુ સુવધી નમુ, શીતળ શ્રેયાંસ;
વાસપુજ્ય વિમળ પ્રભુ, અનંત ધર્મ જીણંદ.
શાંતી કુંથુ અર જીનવરા, એ ત્રણ ચક્રી કહીજે;
મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નમિ નેમ જીણંદા. ૪
પારશ્વ વીર નિત વંદીએ, એવા જીનરે ચોવીસ;
જ્ઞાન વીમળ સુરી પ્રણમતાં નિત, હોય જગીસ. ૫

---

# मंदीरस्वामीनां चैतवंदनो.

શ્રી શ્રીમંદીર વીતરાગ, ત્રીભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પીતા કુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સતકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વીરાજમાન. વંદે નર નારી, ૨
ધનુષ પાંચસેં દેહડાંએ, સોહીએ સોવન વાન;
કીરતી વીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન. ૩

૨

શ્રી શ્રી મંદીર જગ ધણી, આભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, હમને વંદાવો. ૧

સકળ ભકત તુમો ધણીએ: જો હોવે અપનાથ;
ભવોભવ હુંછું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારીત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, સીવરમણી વરસું.
એ અળગો મુજને ઘણોએ, પુરો શ્રીમંદીર દેવ;
ઇહાં થકી હું વીનવું. અવધારો ગુણ ગેહ. ૪

૮

શ્રીમંદીર પરમાતમા, શિવ સુખના દાતા;
પુખલ વૈ વિજયે જયો,. સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહે પુંડર ગીણી. નયરીએ સોહે;
શ્રીશ્રેયાંસ રાજા તીહાં, ભવીયણનાં મન મોહે. ૨
ચઉદ સુપન નીર્મળ લહી, સતકી રાણી માત;
કુંથુ અરજીન અંતરે, શ્રી મંદીર સ્વામી જાત. ૩
અનુંક્રમે પ્રભુજી જન્મીયા, વળી યોવન આવે,
માત પિતા હરખે કરી, રૂખમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે: ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ:
રીખભ લંછને સોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા. મુનીવર એકસો કોડ.

ત્રણ ભુવનમાં જોઇતાં, નહીં કોઇ એની જોડ. ૭
દસ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરીવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વીચાર. ૮
ઉદય પેઢાળ જીનાંતરે, થાશે જીનવર સિધ;
જસ વિજય ગુરૂ પ્રણમતાં, સુભ વાંછીત ફળ લિધ. ૯

# બીજનું ચૈતવંદન.

દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમ પરિહરો, આદરો દોય ધ્યાંન;
ઇમ પરકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ ભજીએ;
મુજપરે સીતલજિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાંણ સુજાણ;
બીજ દિને વાસુપુજ્ય પરે, લહો કેવળ નાંણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત નગ્રહીએ;
અરજીન બીજ દિને ચવી, ઇમ જન આગલ કહીએ. ૫
વર્તમાન ચોવીસીએ, ઇમ જીન કલ્યાણ,
બીજ દિને કેઇ પાંમીયા, પ્રભુ નાંણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશિએ, હુઆ બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોઅ સુખ ખાંણ. ૭

# ज्ञानपांचमनुं चैतवंदन.

ત્રીગડે બેઠા વીરજીન, ભાખે ભવિજન આગે;
ત્રીકરણસ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧
આરાહો ભલા ભાવસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથી નીહાળી. ૨
જ્ઞાન વિના પસુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહ્યા, સિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહીત ક્રીયા કહી, કાંસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાસકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની સાસો સાસમેં, કરે કર્મનો બેહ;
પુર્વ કોડી વરસા લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધન ક્રીયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દ્રષ્ટી. ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ લોગસ કેરો,
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮
ઇણી પેરે પંચમી આરાહીએએ, આણી ભાવ અપાર;
વરદા ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર. ૯

# अष्टमीनुं चैतवंदन.

માહાસુદી આઠિમને દિને, વિજયા સૂત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨
માધવ સુદિ આઠિમ દીને, આઠ કર્મ કરયાં દુર;
અભિનંદન ચોથા પ્રભુ, પાંમ્યા સુખ ભરપુર. ૩
એહિજ આઠમ ઉજળી, જનમ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, નહવરાવે સુર ઇંદ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પાંમી. ૫
શ્રાવણ વદની આઠમે, નમી જનમ્યા જગ ભાંણ;
તીમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનો નીરવાંણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઊત્તમ પદ પદ્મને, સેવ્યાથી શીવ વાસ. ૭

—— o✻o ——

# एकादशीनुं चैतवंदन.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુર વીધ થાપવા, મહસેન વન આયો. ૧

માધવ સીત એકાદશી, સોમજ દ્વીજ યજ્ઞ;
ઇંદ્ર ભુતી આદે મળયા, એકાદશ વિગ્ન. ૨
એકાદમશેં ચઊગુણા, તેહનો પરિવાર.
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંસે હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અરમલ્લી પામ, પર ચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિલાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ્ધ સઘળી જોડી. ૬
દશ ક્ષેત્રે ત્રીહુ કાળનાં, ત્રણસે કલ્યાણ;
વરશ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદસ પાઠાં;
પુંજાણી ઠવણી વીટાણી, મસી કાગળ કાઠાં, ૮
અગીઆર અવ્રત છાંડવાએ, વહો પડીમા અગીઆર;
ખીમા વિજય જીનસાસને, સફળ કરો અવતાર. ૯



# મોહોટાં સ્તવનો

## श्री सिद्धाचळनां स्तवनो.

### દોહરા.

અકેકુ ડગલું ભરે, સેત્રુંજા સામો જેહ.
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ફ્પાવે તેહ. ૧
સેત્રુંજા સમો તીરથ નહી, રીખવ સમો નહી દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સીધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
સેત્રુંજે નદી નાહ્યો નહી. તેનો એળે ગયો અવતાર. ૪
સેત્રુંજી નદીમાં નાઇને. મુખ બાંધી મુકોશ;
દેવ જુગાદી પુજીએ; આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, સેત્રુંજે ગીરનાર;
એક ઘડ રીખવ સમોસરયા, એક ઘડ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધી વરયા. ગ્રહી મુની લીંગ અનંત,
આગે અનંતા શીધસે. પુજો ભવી ભગવંત ૭
સેત્રુંજય ગીરા મંડણો. મારૂ દેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

### स्तवन १

આંખડીઓરે મેં આજ સેત્રુંજ દીઠોરે.
સવાલાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયેરે મારા મનનો ઉમાહ્યો, વાલા મારા ભવનો સંશય ભાગ્યોરે;
નરક ત્રીર્યંચ ગતી દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે.
સેત્રુંજો દીઠોરે. આંકણી.

માનવ ભવનો લાહો લીજે, વા. દેહડી પાવન કીજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દિજેરે. સેત્રુંજો૦ ૨
દુધડે પખાળી ને કેસર ઘોળી, વા. શ્રી આદેશર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યારે. સેત્રુંજો૦ ૩
શ્રી મુખ સુધરમા સુરપતી આગે, વા. વીરજીણંદ એમ બોલેરે;
ત્રણ્ય ભુવનમાં તિરથ મોટું, નહીં કોઇ સેત્રુંજા તોલેરે. સેત્રુંજો૦ ૪
ઇંદ્ર સરીખા એ તિરથની, વા. ચાકરી ચિત્તમાં ચાહેરે;
કાયાની તો કશ્મર કાઢી, સુરજ કુંડમાં નાહ્યારે. સેત્રુંજો૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધ ખેત્ર, વા. સાધુ અનંતા સિધ્યારે;
તે માટે એ તિરથ મ્હોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સેત્રુંજો૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા. મેહ અમીરસ વુઠયારે;
ઉદય રતન કહે આજ મારે પોતે, શ્રીઆદેસર તુઠયારે. સેત્રુંજો૦ ૭

## સ્તવન ૨

મારૂ મન મોહ્યુરે શ્રી સીધાચળરે,
મારૂ મન મોહ્યુરે શ્રી વીમળાચળેરે;
દેખીને હરખાત હોય, વિધીશુ કિજેરે જાત્રા એહનીરે;
ભવ ભવના દુઃખ જાય. મારૂ૦ ૧
પંચમે આરરે પાવન કારણેરે. એ સમો તિરથ ન કોય;
મોટો મહીમારે જગમાં એહનોરે, આ ભરતે અહીઆં જોય. મારૂ૦ ૨
એ ગીરી આવ્યારે જીનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગીરી ફરસતાંરે, હોવે કરમની સાંત. મારૂ૦ ૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તિરથ એ સ્તંભ;
સુરીનર કીંનર નૃપ વિધાધરારે, કરતા નાટા આરંગ. મારૂ૦ ૪
ધન ધન દહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ રૂદય મોઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવેરે પાર. મારૂ૦ ''

---

## સ્તવન ૩

સેલુગર તું સીદને આવ્યો. એ દેશી.

આવો ગેરી સીધાચલ જઇએ, પાપ હરી નીરમલ થઇએ;
કુમતી કદાગરને તજીએ, આવો ગેરી સીધાચલ જઇએ.૧
તારણ તીરથ દા કહીએ, થાવર જંગમને લહીએ;
લોકોતરને નીત ભજીએ, આવો૦ ૨

પરમપદ અલવાણે પથ ચરીએ, પુન્ય ઘણું લાભે ભરીએ,
ક્રોધ અનંતા કાંકરીએ. આવો૦ ૩

સોના રૂપાને ફુલે, મુગતાફલ અમુલખ મુલે;
પુજીને નામ નહી ભુલે. આવો૦ ૪
ચડિએ ગેરીવર અનુક્રમે, અંતર ધ્યાન રશે રમીએ;
મારૂદેવા નંદને નમીએ. આવો૦ ૫

રાયણ હેઠલ જીનરાયા, પુરવનાણુ ઇયાં આયા;
લળી લળી તસ પ્રણુમું પાયા, આવો૦ ૬
સુરજ કુંડમાં જળે નાહાસું પેરણ ખીરોદક આણું;
આંગી રચી જીન ગુણ ગાશું, આવો૦ ૭
તીરથ દરશને ફરીએ, જોગ ઉપાધી દુરે કરીએ;
લાભ અનંતો એણે ગેરીએ. આવો૦ ૮
ગામ ખંગોદરેથી આવે, સંઘવી સંઘાણ મન ભાવે
જીન ગુણ માળા કંઠે ઠાવે. આવો૦ ૯
ઓગણીસે બીલોતેર વરશે, ઉજલ પોસની છઠ દીવશે;
જીનવર ભેટી મન ઉલસે. આવો૦ ૧૦
દેવકી નંદન અનુસરીએ, ઉલખા ઝોળે જલ ભરીએ,
સીધ્ધ સલા કાઉસગ ધરીએ. આવો૦ ૧૧
ભાવે ડુંગર ચીત લાયા, સીવ ઘડની શીતલ છાયા.
જાણું માવડલી માયા. આવો૦ ૧૨

વીમલાચલ ફરસે પ્રાણી, જીવ ભવીક હોવે નાણી;
રીખભ કહે વરે સીવરાણી, આવો૦ ૧૩

---

### स्तवन ४

વીમલચલ વિમલા પ્રાણી, સીતલ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી, કહે ઇદ્ર સુણો ઇંદ્રાણી,સ્નેહીશંત.
ચઊદ ખેત્રમાં તીરથ નહી એવો સનેહી સંત એ ગેરી સેવો.
ખતરી પાળી ઉલસીએ, છઠ આઠમ કાયા કશીએ;
મોહમલના સામા ધશીએ, વીમલાચલ વેગે વશીએ, સ૦ચ૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તે હીમગેરી હેઠા હરીએ;
પાખલ પરદક્ષણા ફરીએ, ભાજલથી હેલા તરીએ સ૦ ચ૦
સીવ મંદર ચડવા કાજે, સો પાનની પાંતી બીરાજે;
ચઢતાં સમકીતી છાજે, દુર ભવીઆ અભ૦યતેલાજે. સ૦ ચ૦
પાંડવ પમુહા કંઇ સંતા, આદેશાર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સીધાચળ શીધ અનંતા સ૦ ચ૦
ખટમાસી ધ્યાન ધરાવે, સુક રાજન રાજ તે પાવે;
બહીરંતર શત્રુ હરાવે, સેત્રુંજો નામ ધરાવે; સ૦ ચ૦ ૬
પ્રાણી ધ્યાને ભજો ગેરી જાચો, તીર્થંકર નામ નહી કાચો,
મોહરાયને લાગે તમાચો, સુભ વીર વીમલગીરી સાચો.
સ્નેહી શંત એ ગેરી શેવો સ૦ ચ૦ ૭

---

स्तवन ५

આવો સખી સિધ્ધાચળ જઇએ, ગેરોવર ભેટી સુખ લહીએ;
જો જીન આણા શું રહીએ, આવો સખી સિધ્ધાચળજઇએ ૧
સિધ્ધ અનંતાનો ઠામ, એવી જીનવરની વાણુ;
જાણે આગમના જાણ. આવો૦ ૨
એ ગેરીના ગુણ કહુ કેતા, પાર ન પામે કેવળી લેતાં;
ક્રોડ પુરવ દેશના લેતાં, આવો૦ ૩
સંઘવી પ્રેમાશા આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે, આવો૦ ૩
જાત્રા નવાણું કરો ભાવે, એહવો અવસર ફરી નાવે;
આતમ શીવપુરમાં જાવે, આવો૦ ૫
જાત્રાની હુંશો છે ભારી, લાગી અનુભવની તાળી;
ગેરીવર દરિશન બલીહારી. આવો૦ ૬
અઢારસે સત્યાશી વરશે, ગેરી ગુણ ગાયા મન હરખે;
મણી ઉદ્યોત ગેરી ગુણ ગણશે. આવો૦ ૭

---

स्तवन ६

શીરે સિધ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુજા કરી, લીજે ભવ તણો લાહો. શીરે ૧
મણીમય મુરત રીખભની, નીપાએ અભીરામ;

ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨
નેમ વિના તેવીસ પ્રભુ, આવ્યા સીધખેત્ર જાણી;
સેત્રુંજા સમો તીરથ નહી, બોલ્યા શ્રીમંદાર વાણી.શીરે૦૩
પુરવ નવાણું સમોસર્યા, સ્વામી રીખભ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પાંમ્યા પરમાનંદ. શીરે૦ ૪
પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગેરી પામ્યો;
કાંતિ વીજય હરખે કરી, શ્રી સિધાચળ ગાયો, શીરે૦ ૫

---

## સ્તવન ૭

સીધાચલ ગેરી ભેટયારે ધન્ય ભાગ્ય અમારાં. આંકણી.
એ ગીરીવરનો મેંમા મોટો, કેહેતાં ન આવે પારા;
રાઆણ રીખભ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારારે. ધન. ૧
મુળ નાયક શ્રી આદીજીનેશ્વર, ચોમખ પ્રતીમા ચારા.
અષ્ટ ધરવસું પુજો ભાવે, સમકીત મુલ આધારારે.ધન૦ સિધા૦
ભાવ ભગતશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરગતી દુરગતી વારેરે ધ૦સિ૦
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા,
પતીત ઉધારોને વિરૂધ તુમારો, એતીરથ જગ સારારે. ધ૦ સિ૦ ૪
અઢારસે ત્યાસી માસ અશાડે, વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ખેમા રતન પ્રભુ પ્યારારે. ધ૦૦સિ

## સ્તવન ૮

કુઅર ગંભેરો નજરે દેખતાંજી. એ દેશી

સમકીત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દુરરે;
મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પુરરે. સમ૦
આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા કોડી હીણરે;
સ્થીતી પઢમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોઘર લીધરે- સમ૦
ભુંગલ ભાગી આદ્ય કખાયનીજી, મીથ્યાત મોહની સાંકલ સાથરે
બાર ઉઘાડયાં શમ શંવેગનાજી, અનુભવ ભવને બેઠો નાથરે સ૦
તોરણ બાંધ્યુ જીવ દયા તણુંજી, સાથીયા પુરા સરધા રૂપરે,
ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી ધીગુણ મંગલ અનુપરે સ.
સવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉતમ ધ્યાનરે;
આતમ ગુણ રૂચી મ્રગમદ મહમેહેજી, પંચાચાર કુસમપ્રધાનરે. સ૦
ભાવ પુજાએ પાવન આતમાજી. પુજો પરમેશ્વર પુન્ય પવીત્રરે.
કારણ જોગે કારજ નીપજેજી, ખીમા વીજયજીન આગમરીતેરે સ૦

---

## સ્તવન ૯

સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ, લેઇ ચાલ લેઇ ચાલરે
સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ.
વીલંબ ન કરી કરોરે વાલમા કોણે દીઠીછે કાલરે સ્વા૦ સિ૦૧
ઘોઘા બંદર જઇ કરીરે. વાલમા મળીઆ સૈયર કેરા સાથરે સ્વા૦

પાલીતાણે નગરે જઈ કરીરે, વાલમા સફળ થઇ મુજ આશરે સ્વા૦
ગેરી દેખી લોચન ઠરયાંરેવાલમા, સફળ થયો અવતારે સ્વા૦ ૪
ઉંચાં દેરાં આદીનાથનાંરે વાલમા; ઉગમણે દરબારરે સ્વા૦ ૫
સુરજ કુડમાં નાહી કરીરે વાલમા. પેહેરવાં જાદર ચીરરે સ્વા૦ ૬
કેશર ચંદન ઘશી ઘાણાંરે વા૦ પુજવા આદી જીણંદરે સ્વા૦ ૭
સુરનર જન શેવા કરેરે વાલમા ચમર ઢાળે ઇંદ્રરે સ્વામી૦ ૮
કેડે કદોરા હીંગનારે વાલમા કઠે નવસર હારરે સ્વા૦ ૯
બાંહે બાજુ બંધ બેરખારે વાલમા લીલાવટ તીલક જડાબરે સ્વા૦
મુસ્તક મુગટ હીરે જડયોરે વાલમા કાને કુંડળ સારરે સ્વા૦ ૧૧
કીરતી વીજય ઉવજાયનોરે વાલમા હોજો મંગળ માળરે સ્વા૦ ૧૨

---

## स्तवन १०

મનના મનોરથ સવી ફળ્યારે, સીધ્યા વંછીત કાજ પુજો૦
માય એ તીરથ સાસ્વતોરે, ભવજળ તારવા જાજ. પુજો૦ ૧
મણી માણેક મુગતાફળેરે, રજત કનકનાં ફુલ પુજો૦
કેસર ચંદન ઘશી ઘણારે, બીજી વસ્તુ અમુલ પુજો૦ ૨
છઠે અંગે દાખીઓરે, આઠમે અંગે ભાખ, પુજો૦
સારાવલી થઇને વરણવ્યોરે, એ આગમની સાખ પુજો૦ ૩
વીમળ કરે ભવી લોકને એ, તેને વીમલાચળ જાણ પુજો૦
સુક રાજાથી વિસ્તર્યોએ, સેત્રુંજય ગુણ ખાણ. પુજો૦ ૪

પુંડરીક ગણધરથી થયોએ, પુંડરીક ગેરી ગુણ ધાય.પુજો૦
સુરતર કૃત એમ જાણીએ, ઉતમ એકવીસ નામ પુજો૦ ૫
એ ગેરીવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કહેવરાય પુજો.
જાણે પણ કહી નહી શકુએ, મુગદ ઘુડને ન્યાય, પુજો૦ ૬
ગેરીવર ફરશત નવી કર્યોએ, તે રહ્યા ગરભાવાસ, પુજો૦
નમન દર્શન ફરસત કરયોએ, પુરે મનની આશ; પુજો૦ ૭
આંજ મહોદય એ લહ્યોએ, પામ્યા પ્રમોદ રસાળ; પુજો૦
મણી ઉદ્યોત ગેરી શેવતાંએ, ઘેર ઘેર મંગળ માળ. પુજો૦ ૮

---

### स्तवन ૨૧

(એ ઊંચોને અલબેલોરે, કામણગારો કાનુંડો એ દેશી)
સિદ્ધાચળ શિખરે દીવોરે, આદિશ્વર અલબેલોછે;
જાણે દર્શન અમૃત પીવોરે, આદિશ્વર અલબેલો છે.
શિવ સોમજશાની લ્હારોરે, આ. તેર કોડી મુનિ પરિવારોરે;
આ. સિ૦ ૧ દરે શિવ સુંદરીનું આણુંરે આ. નારદજી લાખ એકાણુંરે; આ. વસુદેવની નારી પ્રસિધીરે, આ. પાંત્રીસ હજાર તે સિધીરે આ. સિ૦ ૨ લખ બાવનને એક કોડીરે, આ. પંચાવન સહસને જોડીરે; આ. સતસેં તીસ્યોતેર સાધુરે, આ. પ્રભુ શાંતિ ચોમસુ કીધુરે. આ૦ સિ૦ ૩ તવ એ વશિયા શિવ નારીરે, આ૦ આઠ સહસ મુનિ દમિતારીરે; આ૦ પ્રધુમ્ન પ્રીયા

અચંભીરે, આ૦ ચોઆશીસસેં વૈદરભીરે. આ૦ સિ૦ ૪ થા વચ્ચા પુત્ર હજારરે, આ૦ શુક પરિવાજક એ ધારેરે. આ૦ શેલગ પણ સત્ય લિખ્યાતેરે. આ૦ શુભદ્ર મુનિ સત્ય સાંતેરે. આ૦ સિ૦ ૫ ભવ તરીયા તિણે ભવ તારણરે, આ૦ ગજચંદ્ર મ્હોદય કારણરે, આ૦ સુરકાત અચળ અભીનંદારે, આ૦ સુમતિ શ્રેષ્ટાડ ભય કંદારે. આ૦ સિ૦ ૬ ઇહાં મોક્ષ ગયા કેઇ કોટીરે, આ૦ અમને પણ આશા મોટીરે; આ૦ સરધા સંવેગે ભરિયોરે, આ૦ મેં મોટો દરિયો તરીયોરે; આ૦ સિ૦ ૭ સરધા વિણ કુણ ઇહાં આવેરે, આ૦ લઘુ જળમાં કિમ તે નાવેરે; આ૦ તિણે હાથ હવે પ્રભુ ઝાલેરે, આ૦સુભ વીરને હૈડે વ્હાલેરે આ૦ સિ૦ ૮



## स्तवन १२

**ઢાળ** તોરણ આઇ કયું ચલેરે એ દેશી.

ભરતને પાટે ભુપતીરે, સિદ્ધિ વરયા ઇણે ઠામ સલુણા.
અસંખ્યાતા તિહાં લગેરે, હુઆ અજીતજિન રાય સલુણા. ૧
જિમ જિમ એ ગીરી ભેટીએરે, તીમ તીમ પાપ પલાય સ૦
અજીત જીનેશ્વર સાહીઆરે, ચોમાસુ રહ્યો જાય સ૦ જી૦ ૨
સાગરમુનિ એક કોડીસ્યુંરે, તોડયા કર્મનાપાસ સ૦
પાંચ કોડી મુની રાજસ્યુંરે, ભરત લહ્યા શીવવાસ. સ૦જી૦૩

આદીશ્વર ઉપગારથીરે, સત્તર કોડી સાથ; સ૦
અજીતસેન સિદ્ધાચળેરે, ઝાલ્યો શીવવહુ હાથ. સ૦૭૦ ૪
અજીતંનાથ મુનિ ચૈત્રનીરે, પુનિમે દસ હજાર; સ૦
આદીત્ય યસા મુક્તિ વરયારે, એક લાખ અણગાર સ૦ ૭૦ ૫
અજરામર ખેમં કરૂરે, અમરકેત ગુણકંદ સલુણા.
સહસ પત્ર શીવ કરૂરે કર્મ ક્ષય તમોકંદ સલુણા ૭૦ ૬
રાજય રાજેશ્વર એ ગીરીરે, નાગછે મંગળ રૂપ; સલુણા
ગીરીવર રજતરૂ મંજરીરે, શીશ ચઢાવે ભુપ; સલુણા. ૭૦૭
દેવ જુગાદી પુજતાંરે, કર્મ હોવે ચકચુર; સલુણા
શ્રી શુભવીરને સાહીબારે, રહેજો હૈડા હજુર સલુણા ૭૦૮

---

## स्तवन १३

**ઢાળ** રાગ પુરવી. ઘડી ઘડી સાંભરે સાંતી સલુણા એ દેશી

ગિરિવર દરસન વિરલા પાવે, પુરવ સંચિત કર્મ ખપાવે; ગિરી.
રીખભ જીનેશ્વર પુજા રચાવે, નવ નવ નામે ગીરી ગુણ ગાવે ગિ. ૧
સહસ્ત્ર કમળને મુક્તિ નિયલ ગિરિ સિદ્ધાચળ સતકુટ કહાવે ગિ.
ઢંક કદંબને કોડી નીવાસો, લોહીત્ય તાળ ધ્વજસુર ગાવે ગિ.૨
ઢંકાદીક પંચ કુટ સજીવન, સુરનર મુનિ મલી નામ થપાવે. ગિ.
રયણખાણ જડીબુટી ગુફાઓ, રસકુંપીકા ગુરૂ ઇહાં તબાવે. ગિ.૩
પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુ પુજા રચાવે. ગિ.

દશ કોટી શ્રાવકને જમાડે, જૈન તિરથ જાત્રા કરી આવે; ગિ ૪
તેથી એક મુનીદાન દિયંતા, લાભ ઘણો સિદ્ધાચળ થાવે, ગિ.
ચંદ્રશેખર નિજ ભગનીસ્યું ભોગી, તે પણ એ ગિરીમોક્ષેજાવે ગિ. ૫
ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે, ગિ. રિ૦
ચૈત્રી કારતકી પુનમ જાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે. ગિ. ૬
રીખભસેન જીન આદ અસંખ્યા, તીર્થંકર મુકિત સુખ પાવે. ગી.
શીવ વહુ વરવા મંડપ એ ગીરી,
શ્રી શુભ વીર વચન રસ ગાવે ગીરીવર દર્શન વીરલા પાવે. ૭

———— ০⁂০ ————

# श्री तीर्थमाळानुं स्तवन.

સેત્રૂંજે રીખભ સમોસરયા, ભલા ગુણ ભરયારે;
સીધ્યા સાધુ અનંત. તીરથ તે નમુરે.
તીન કલ્યાંણક તીહાં થયાં, મુગતે ગયારે;
નેમીસર ગારનાર તીરથ૦ ૧
અષ્ટાપદ એક દહેરો, ગીરી શેહરોરે;
ભરતે ભરાવ્યા બીંબ. તીરથ૦ ૨
આબુ ચોમુખ અતિ ભલો, ત્રીભુવન તીલોરે;
વીમલ વસે વસ્તુપાલ. તીરથ૦ ૨
સમેત સીખર સોહામણો, રળીયામણોરે;

સીધ્યા તીર્થંકર વીસ. તીરથ૦
નયરી ચંપા નીરખીએ, હઇડે હરખીએરે;
સીધ્યા શ્રી વાસુપુજ્ય. તીરથ૦ ૩
પુરવ દીશ પાવાપુરી, રીધે ભરીરે;
મુગતિ ગયા મહાવીર. તીરથ૦
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએરે;
અરીહંત બીંબ અનેક. તીરથ૦ ૪
વાંકાનેરજ વંદીએ, ચીર નંદીએરે;
અરિહંત દેરાં આઠ. તીરથ૦
સોરીસરો સંખેશરો, પંચાસરોરે;
ફલોધી થભણ પાસ. તીરથ૦ ૫
અંતરીક અજાવરો, અમીઝરોરે;
જીરાવલો જગનાથ તીરથ૦
ત્રિલોકય દિપક દેહરો, જાત્રા કરોરે,
રાંણ પુરેરિ સહેસ તીરથ૦ ૬
નાડુલાઇ જાદવો, ગોડીસ્તવોરે;
શ્રીવરકાંણો પાશ. તીરથ૦
નંદીસરનાં દેહરાં, બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તીરથ૦ ૭
સાસ્વતી અસાસ્વતી, પ્રતીમા છતીરે;

સ્વર્ગ મ્રત્યુ પાતાલ. તીરથ૦
તીરથ જાત્રા ફલ તીહાં, હોજ્યો મુજ ઇહાંરે.
સમય સુંદર કહે એમ. તીરથ તે નમુંરે. ૮

# ગીરનાર તિર્થ સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંથરે પ્રીતમજી
આઠ ભવાંની પ્રીતડી તોડી તંત, મારા પ્રીતમજી
નવમે ભવ પણ નેહ ન આણ્યો. મુજરે પ્રીતમજી
તો શે કારણ એટલે આવવું તુઝ મારા પ્રીતમજી
એક પોકાર સુણી તીરયંચનો ઇમરે પ્રીતમજી
મુકો અબલા રોતી પ્રભુજી કીમ મારા પ્રીતમજી
ખટ જીવના રખવાલમાં સીરદારરે પ્રીતમજી
તો કેમ વીલવતી સ્વામી મુકો નાર મારા પ્રીતમજી
શીવ વધુ કેરૂ એવું કેવું રૂપરે પ્રીતમજી
મુજ મુકીને ચીતમાં ધરી જીન ભુપ મારા પ્રીતમજી
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે પ્રીતમજી
ઘાતી કરમ ખપાવીને નીરધાર મારા પ્રીતમજી
કેવળ રીધી અનંતી પરગટ કીધરે પ્રીતમજી
જાણી રાજુલ ઇમ પ્રતીજ્ઞા લીધ. મારા પ્રીતમજી
જે પ્રભુજીએ કીધુ કરવું તેહરે પ્રીતમજી

એમ કહી વરતધર થઈ પ્રભુ પાસે જેહ. મારા પ્રીતમજી
પ્રભુ પહેલાં નીજ મોકયનું જોવા રૂપરે પ્રીતમજી
કેવળ જ્ઞાન લહી થઇ સીદ્ધ સ્વરૂપ મારા પ્રીતમજી
શીવ વધુ વરીઆ જીનવર ઊતમ નેગરે પ્રીતમજી
પદ્મ કહે પ્રભુ રાખો અવીચળ પ્રેમ મારા પ્રીતમજી

———o❋o———

# समेतसीखरजीनुं स्तवन.

જઇ પુજો લાલ સમેત સીખર ગીરી ઉપર પાસજી સામળા,
જીન ભગતે લાલ કરતાં જીન પદ પાવે ટળે ભવ આંમળા આંકણી
છ રી પાળી દરસણ કરીએ, ભવ ભવ સંચીત પાતીક હરીએ:
નીજ આતમ પુન્ય રસે ભરીએ; જઇ પુજો લાલ૦ ૧
એ ગીરીવર નીત્ય સેવા કીજે, જીમ સીવ સુખડાં કરમાં લીજે;
ચીદાનંદ સુધારસ નીત્ય પીજે, જઇ પુજો લાલ; ૨
જીહાં સીવરમણી વરવા આવ્યા, અજીતાદીક વીસે જીનરાયા,
બહુ મુનીવર જીત સીવ વધુ પાયા. જઇ પુજો લાલ- ૩
તેને એ ઉતમ ગીરી જાણો, કરો સેવા આતમ કરી સ્યાણો;
એ ફરી ફરી નહીં આવે ટાંણો. જઇ પુજો લાલ- ૪
તુમે ધન કન કંચાણની માયા, કરતાં અસુચી કીની કાયા;
કેમ તરશો વીણ એ ગીરી રાયા, જઇ પુજો લાલ; ૫
ઇમ શુભ મતી વચન સુણી તાજા, એભજો જગરૂગ આતમ રાજા

ગીરી ફરસે ધરી મન સુચી મજા. જઇ પુજો લાલ; ૬
સંવતસર રીખી ગજચંદ સમે, ફાગણ સુદી તીજ બુધવારગમે;
ગીરી દરશણ કરતા ચીત રમે. જઇ પુજો લાલ. ૭
પ્રભુપદ પદ્મ તણી સેવા, કરતા નીત્ય લહીએ શીવ મેવા;
કહે રૂપ વીજય મુજ તે હેવા, જઇ પુજો લાલ. ૮

---

# अष्टापदजीनुं स्तवन.

કુંઅર ગભારો નજરે દેખતાંજી. એ દેશી.

ચઉ આઠ દસ દોય વંદીએજી, વરતમાન જગદીશરે;
અષ્ટાપદ ગીરી ઉપરેજી, નમતાં વાધે જગીશરે. ચઉ૦ ૧
ભરત ભરતપતી જીન મુખેજી, ઉચરીયાં વ્રત બારરે;
દર્શન શુદ્ધિને કારણેજી, ચોવીસ પ્રભુનો વીહારરે ચઉ૦ ૨
ઊંચપણે કોસ તીગ કહ્યુંજી, યોજન એક વીસ્તારરે;
નિજ નિજ માંન પ્રમાણ ભરાવીયાજી, બીંબસ્વ પરઉપગારરે. ચઉ. ૩
અજીતાદીક ચઉદા દીણેજી, પશ્ચિમે પદ્મમાઇ આઠરે;
અનંત આદે દસ ઉતરેજી, પુર્વે રીખભ વીર પાઠરે. ચઉ૦ ૪
રીખભ અજીત પુર્વે રહ્યાજી, એ પણ આગમ પાઠરે;
આતમશક્તિ કરે જાત્રાજી, તે ભવ મુક્તિ વરે હણી આઠરે. ચઉ.૫
દેખો અચંબો શ્રી સિદ્ધાચળેજી, હુઆ અસંખ્ય ઉધારરે;
આજ દીન પણ એણે ગીરીજી, ઝગ મગ ચૈત ઉધારરે. ચઉ. ૬

રેહેસે ઉત્સરપીણી લગેજી, દેવ મહોંગા ગુણ નાખીરે;
વીંડનીસઘાદીક થીર પણેજી, વસુદેવ હીંડની સાખરે. ચઉ૦ ૭
કેવળી જીન મુખ મેં સુણ્યુંજી, એણે વીધે પાઠ પઠાયરે;
શ્રી સુભ વીર વચન રસેજી, ગાયા રીખભ શીવ ઠાયરે. ચઉ૦ ૮

——o*o—— ——

## आबुजीनुं स्तवन.

કોયલો પરવત ધુંધલોરે એ દેશી.

આબુ અચલ રળીઆમણોરે લોલ, દેલવાડે મનોહાર સુખકારીરે.
વાદલીએ જેસર ઘસ્યુરે લોલ, દેવલ દીપે ચ્યાર બલીહારીરે,
ભાવ ધરીને ભેટીએરે લોલ. આંકણી.
બાર પાદશાહ વસ કરીરે લોલ, વીમલ મંત્રીસર શાર સુ૦
તેણે પ્રાસાદ નીપાઇઓરે લોલ, રીખભ જગદાધાર બ૦ આ૦ ૨
તેહ ચૈત્યમાં જીનવરૂરે લોલ, આડસેંને છોતેર સુખકારી૦
જેહ દીઠે પ્રભુ સંભરેરેલોલ, મોહ કર્યો જીણે જેર. બ૦ આ૦ ૩
દ્રવ્ય ભરી ધરતી મવોરે લોલ, લીધો દેવલ કાજ સુ૦
ચૈત તીહાં મંડાવીઉરે લોલ, લેવા સિવપુર રાજ બ૦ આ૦ ૪
પંદરશે કારીગરેરે લોલ દેવી ધરા પ્રત્યેક સુ૦
તેમ મરદન કારક વળીરેલોલ, વસ્તુપાલ એ વીવેક બ૦ આ૦ ૫
કોરણી વોરણી તીહાં કરીરે લોલ, દીઠાં બને તે વાત; સુ૦
પણ નવી જાયે મુખે કહીરે લોલ. સુર ગુરૂ સમ વીખ્યાત બ૦ આ.

ત્રણે વરસે નીપન્યોરે લોલ, તે પ્રાસાદ ઉતંગ સુ૦
બારકોડી ત્રેપન લક્ષનેરે લોલ, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ બ૦ આ૦ ૭
દેરાણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય;સુ૦
લાખ અઢાર ખરચીઆરે લોલ, ધન ધન એહની માય. બ૦ આ૦
મુલનાયક નેમી સરૂરે લોલ, જનમ થકી બ્રમ ચાર સુ૦
નીજ સતા રમાણો થયારે લોલ; ગુણ અનંત આધાર. બ૦આ૦ ૯
ચ્યારસેંને અડસઠ ભલારે લોલ, જીનવર બિંબ વીશાલ; સુ૦
આજ ભલે મેં ભેટીઆરે લોલ, પાપ ગયાં પાતાલ. બ૦ આ૦ ૧૦
રીખભ ધાતુ મયી દેહરેરેલોલ, એકસો પીસતાળીશ બીંબ, સુ૦
ચોમુખ ચૈત્ય ઝુહારીએરે લોલ, મરૂધરમાં જેમ અંબ. બ૦આ૦
બાણુ કાઊસગીઆ તેહમાંરે લોલ, અગન્યાશી જીનરાય. સુ૦
અચલગઢે બહુ જીનવરારે લોલ, વંદુ તેહના પાય. બ૦આ૦ ૧૨
ધાતુ મયી પરમેસરૂરે લોલ, અદભુત જાસ સ્વરૂપ સુ૦
ચઉમુખ જીન વંદતાંરે લોલ, થાએ નીજગુણ ભુપ. બ૦ આ૦ ૧૩
અઢારશેને અઢારમાંરે લોલ. ચઇતર વદીત્રીજ દીન સુ૦
પાલણપુરના સંઘસુરેલોલ, પ્રણમી થયો ધન ધન, બ૦ આ૦ ૧૪
તેમ સાંતી જગદીસરૂરે લોલ, જાત્રા કરી અદભુત સુ૦
જે દેખી જીન સાંભરેરે લોલ, સેવ કરે પુરહુત. બ૦ આ૦ ૧૫
ઇમ જાણી આબુ તણીરે લોલ, જાત્રા કરસે જેહ સુ૦
જીન ઊતમ પદ પામશેરે લોલ, પદ્મ વીજય કહે તેહ. બ૦આ૦૧૬

..............................

# राणकपूरनुं स्तवन.

શ્રી રાંણકપુર રળીઆમણુંરે લાલ, શ્રી આદીસર દેવ મન મોહ્યુરે;
ઉત્તંગ તોરણ દેહેરૂરે લાલ, નીરખીજે નીત્ય મેવ. મન૦ શ્રી.૧
ચઉવીશ મંડપ ચઉ દીસેરે લાલ, ચઉમુખ પ્રતિમા ચાર; મન૦
ત્રીભુવન દીપક દેહેરૂરે લાલ, સમોવડ નહી સંસાર. મન૦ શ્રી.૨
દેહરી ચઉરાસી દીપતીરે લાલ, માંડયો અષ્ટાપદ મેર; મન૦
ભલે જુહારયાં ભુંઇરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મન૦ શ્રી. ૩
દેસ જાણી સો દેહરાંરે લાલ મોટો દેશ મેવાડ; મન૦
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધરણે પોરવાડ. મન૦ શ્રી.૪
ખરતર વસહી ખાંતસુરે લાલ, નીરખતાં સુખ થાય; મન૦
પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાતીક જાય. મન૦ શ્રી.૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આણંદ, મન૦
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દુર ગયું દુખ દંદ મન૦ શ્રી.૬
સવંત સોલને છોહોતરીરે લાલ, માગસર માસ મોજાર મન૦
રાણકપુર યાત્રા કરીરે લાલ, સમય સુંદર સુખકાર મન૦ શ્રી.૭



# ચોવીસ તિર્થંકરોનાં સ્તવનો.

## रीखवदेवना स्तवन.

મહાવીદ ક્ષેત્ર સોહામણું. એ દેશી.

જગજીવન જગ વહાલહો, મરૂદેવીનો નંદલાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરસણ અતિહી આણંદ લાલરે. જ૦૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી સસી સમભાલ લાલરે;
વદન તે સારદ ચંદલો, વાણી અતિ રસાલ લાલરે. જગ૦૨
લક્ષણ અંગે વીરાજતાં, અડહીય સહસ ઊદાર લાલરે;
રેખા કર ચરણાદીકે, અભિંતર નહીપાર લાલરે. જગ૦ ૩
ઈંદ્ર ચંદ્ર રવી ગીરી તણા, ગુણ લઈ ઘડયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરીજ એહ ઉતંગ લાલરે, જ.૪
ગુણ સઘળા અંગે કરયા, દુર કરયા સવી દોખ લાલરે;
વાચકજશ વીજયે થુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જગ૦૫

---

### स्तवन २

રીખભ જીણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહે ચતુર વીચાર;
પ્રભુજી જઈ અળગા વસ્યા, તીહાં કણ નવી હો કો વચન
ઉચ્ચાર. રીખભ જીણંદશું પ્રીતડી, એ આંકણી.
કાગળ પીણ પોહોચે નહી, નવી પોહોચે હો તીહાં કો પરધાન;

જે પોહોચે તે તુમ સમો, નવી ભાખે હો કોનો વીવધાન. ૨
રીખ૦ પ્રીત કરે તે રાગીયા, જીનવરજીહો તુમ્હે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, ભિલવી વીતેહો લોકોતર માગ. ૩
રીખ૦ પ્રીતી અનાદીની વીખ ભરી, તે રીતે હો કરવા મુજ
ભાવ; કરવી નીરવિખ પ્રીતડી, કિંણ ભાતેકહો બને બનાવ.
રીખ૦ ૪ પ્રીત અનંતી પરથકી, જે તોડેહો તે જોડે એહ; ૫
રમ પુરૂષથી રાગતા; એક તત્વતા હો દાખી ગુણ ગેહ; રીખ૦
૫ પ્રભુજીને અવીલંબતાં, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણ રાશ;
દેવચંદ્રની સેવના, દેજો મુઝહો અવિચળ સુખવાસ. રીખ૦ ૬

---

# अजीतनाथनुं स्तवन.

જ્ઞાનાદિક ગુણ સંપદારે, તુજ અનંત અપાર;
તે સાભળતાં ઉપનીરે, રૂચી તિણ પાર ઉતાર,
અજીતજીન તારજ્યોરે. ૧ તારજો દીનદયાળ અજી૦ ટેક.
જે જે કારણ જેહનોરે, સામગ્રી સંયોગ;
મીલતાં કાર્ય નીપજેરે, કરતાતણે પ્રયોગ. અજી૦ ૨
કારય સિદ્ધિ કર્તા વસુરે, લહિ કારણ સંયોગ;
નિજપદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમિત હભોગ. અજી૦ ૩
અજકુલ ગતી કેસરી લહેરે, નિજ પદ સિંહની;
હાલતીમ પ્રભુ ભક્તે ભરી લહેરે, આતમ શકતી સંભાળ૦ ૪

કારણ પદ કર્તા પણેરે, કરી આરોપ અભેદ;
નિજ પદ અરથી પ્રભુ થકીરે, કરે અનેક ઊમેદ. અ૦૭૦ ૫
એહવા પરમાતમ પ્રભુરે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદ સતા રસીરે, અમલ અખંડ અનુપ. અ૦૭૦ ૬
આરોપિત સુખ ભ્રમ ટલ્યો, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યો અભિલાખીપણેરે, કરતા સાધન સાધ્ય. અ૦૭૦ ૭
ગ્રાહકતા સ્વામી ત્વરે, વ્યાપકતા ભોક્તા ભાવ;
કારણતા કારજ દશારે, સકળ ગ્રહ્યું નીજ ભાવ. અ૦૭૦ ૮
શ્રદ્ધ ભાસ નરમણતારે, દાનાદિક પરરેણામ,
સકળ થયા સતારશીરે. જિનવર દરિશણ પામી. અ૦૭૦૯
તિણ નિર્યામક માહણોરે, વૈદ્ય ગોમાધાર,
દેવચંદ્ર સુખ સાગરૂરે, ભવ ધર્મ દાતાર. અ૦૭૦ ૧૦

## संभवनाथनुं स्तवन.

સાહિબ સાંભળોરે સંભવ અરજ હમારી,
ભવોભવ હું ભમ્યોરે ન લહિ શેવા તુમારી;
નરક નિગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમીયો,
તુમ વિના દુખ સહ્યાંરે અહનિશ ક્રોધે ધમધમીયો.સાહિબ૦૧
ઈંદ્રી વસ પડયોરે, પાળ્યા વ્રત નવી સુસેં,
ત્રસપણ નવી અરયારે હણીયા થાવર હુંસે,
વ્રત પણ ચિત નવી ધર્યાંરે બીજુ સાચુ ન બોલું;

પાપનો ગોઠડીરે તીહાં મેં હઇડલું ખોલ્યું. સાહિબ ૨
ચોરી મેં કરીરે, ચઉવીહ અદત્ત ન ટાળ્યું,
શ્રીજીન આણસ્યુરે મેં નવી સંજમ પાળ્યું;
મધુકર તણી પરેરે, સુધ ન આહાર ગવેષ્યો,
રસના લાલચેરે, નીરસ પીંડ ઊવેખ્યો, સાહીબ૦ ૩
નરભવ દોહીલોરે, પાંમી મોહ વસ પડીયો,
પરસ્ત્રી દેખીનેરે, મુજ મન તીહાં જઇ અડીયો;
કામ ન કો સર્યોરે, પાપે પીંડ મેં ભરીયો;
શુધ બુધ નવી રહીરે, તેણે નવી આતમ તાર્યો. સાહીબ.૪
લક્ષમીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મળીરે, મળીતો નવી રહી રાખી;
જે જન અભીલખેરે, તેતો તેહથી નાસે;
તૃણ શમ જે ગણેરે, તેહને નિત રહે પાસે. સાહીબ૦ ૫
ધન ધન તે નરારે, એહનો મોહ વીછોડી;
વીશય નીવારીનેરે, જેહને ધર્મમાં જોડી,
અભક્ષતે મેં ભખ્યારે, રાત્રિ ભોજન કીધાં,
વ્રત છ નવી પાળીયાંરે, જેહવાં મુખથી લીધાં. સાહીબ૦ ૬
એમ અનંત ભવ હુ ભમ્યોરે, ભમતાં સાહીબ મળીયો,
તુમ વીના કુણ દીયેરે, બોધ રયણ મુજ બળીયો;
સંભવ આપજ્યોરે, ચરણ કમળ તુમ શેવા;
નય એમ વીનવેરે, સુણજ્યો દેવાધી દેવા. સાહીબ૦ ૭

# सुमतीनाथनुं स्तवन.

ઝાંઝરીઆ મુનીવરની. એ દશી.

સુમતીનાથ ગુણશું મીલીજી, વાધે મુજ મન પ્રીત;
તેલ બીંદુ જેમ વીસ્તરેજી, જલ માંહી ભલી રીત.
સોભાગી જીનસું લાગ્યો અવીહડ રંગ. ૧
સજનસું જે પ્રીતડીજી, છાની તે ન રહાય;
પરીમલ કસ્તુરી તણોજી, મહીમા એમ કહેવાય. સોભાગી૦ ૨
અંગુલીએ નવી મેરૂ ઢંકાએ, છાબડીએ રવી તેજ;
અંજલીમાંહી જેમ ગંગ ન માએ, મુજમન તેમ પ્રભુહેજ. સો૦ ૩
હુએ છપન અધર અરૂણવર, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલે, તેમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪
ઢાંકી ઇક્ષુ પરાલસ્યુજી, ન રહે લહી વીસ્તાર,
વાચકજશ કહે પ્રભુ ગુણેજી, તેમ મુજ પ્રેમપ્રકાર. સો૦ ૫

---

# चंद्रप्रभुजीनुं स्तवन.

રાયજી અમને હીએ આણી કે૦ એ દશી.

જીનજી ચંદ્ર પ્રભુ અવધારો કે, નાથ નીહાળજોરે લાલ;
બમણી બીરૂદ ગરીબ નીવાજની, વાચા પાળજોરે લાલ. ૧
હરખે હું તુમ સરણે આવ્યો કે, મુજને રાખજોરે લાલ;

ચોરટા ચાર યુગલ જે ભુંડાકે, તેને દુરે નાખજોરે લોલ. ૨
પ્રભુજી પંચતણી પરસંસાકે, રૂડી થાપજોરે લોલ;
મોહન મહેર કરીને મુજને, દરીશન આપજોરે લોલ. ૩
તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજોરે લોલ;
કુતરી કુમતી થઇછે કેડે કે, તેને વારજોરે લોલ. ૪
સુંદરી સુમતી સોહાગણ સારી કે, પ્યારીછે ઘણુંરે લોલ;
તાતજી તે વિણ જીવે ચઊદ ભુવન કેરૂ આંગણુંરે લોલ. ૫
લખગુણ લખમણ રાંણીએ જાયા કે, મુજ મન આવજોરેલોલ
અનુપમ અનુભવ અમૃત મીઠી કે સુખડી લાવજોરે લોલ. ૬
દીપતી દોઢસો ધનુષ પરીમાણ કે, પ્રભુજીની દેહડીરે લોલ.
દેવની દસ પુરવ લખ માને કે, આયુષ વેલડીરે લોલ. ૭
નિગુણી નિરાગી પણ રાગી કે, મન માંહે રહ્યોરે લોલ;
સુભ ગુરૂ સુમતી વીજય સુપસાય કે, રામે સુખ લહ્યોરે લોલ. ૮

---

# શ્રેયાંસજીનનું સ્તવન.

કરમ ન છુટેરે પ્રાણીઆ. એ દેશી.

તુમે બહુ મીત્રીરે સાહીબા, માહારે તો મંન એક;
તુમ વીણ બીજોરે નવી ગમે, એ મુજ મોટીરે ટેક.
શ્રી શ્રેયાંસ કીપા કરો. આંકણી.
મન રાખો તુમે સવી તણાં, પણ કીહાં એક મલી જાઓ;

લલચાવી લખ લોકને, સાખી સહજ ન થાઓ. શ્રી૦ ૨
રાગ ભરે જન મન રહો, પણ ત્રીહુંકાલ વૈરાગ; •
ચીત તુમારે સમુદ્રનો, કોઇ ન પામેરે ત્યાગ. શ્રી૦ ૩
એહવા શું ચીત મેલવ્યું, કેલવ્યું પેહેલાં ન કાંઇ;
શેવક નીપટ અબુઝ છે, નીરવહુસ્યો તુમે સાંઇ. શ્રી૦ ૪
નીરાગી સુર કેમ મીલે, પણ મળવાનો એકાંત;
વાચક જશ કહે મુજ ગીલ્યો, ભગતી તે કામણ તંત. શ્રી૦ ૫

# वासुपुज्यजीनुं स्तवन.

વાસુપુજ્ય જીન ત્રિભુવન સ્વામી, ઘન નામી પરનામીરે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફળ કામીરે. વા. ૧
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારોરે;
દર્શન જ્ઞાન દુભેદ ચેતન, વસ્તુ ગ્રહણ વ્યાપારોરે. વા. ૨
કર્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરીએરે;
એક અનેક રૂપ નય વાદે, નિયતે નર અનુસરિયેરે. વા. ૩
દુખ સુખ રૂપ કરમ ફળ જાણો, નિશ્ચય એક આનંદોરે;
ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જીન ચંદોરે. વા. ૪
પરિણામિ ચેતન પરિણામો, જ્ઞાન કરમ ફળ ભાવીરે;
જ્ઞાન કરમ ફળ ચેતન કહીયે, લેજો તેહ મનાવીરે. વા. ૫
આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગીરે;
વસ્તુ તે જે વસ્તુ પ્રકાસે, આનદઘન મતિ સંગીરે. વા. ૬

# सातीनाथजीनुं स्तवन.

ધન દીન વેલા ધન ઘડી તેહ, અચીરાનો નંદન જીનજી ભેટસ્યુંજી; લહીસુરે સુખ દેખી મુખચંદ, વીરહ વ્યથાનાં દુખ સવી મેટશુંજી. ૧ જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવી ગમેજી; ચાખ્યોરે જેણે અમી લવલેશ, બાકશ બુકસ તસ ન રૂચે કીમેજી. ૨ તુજ સમકીત રસ સ્વાદનો જાણ, પાપકુ ભગતે બહુ દીન સેવીઉજી; સેવા જે કરમને જોગે તોહે, વાંછે તે સમકીત અમૃત ધુરે લખ્યુંજી. ૩ તાહરૂ ધ્યાંન તે સમકીત રૂપ, તેહજ જ્ઞાનને ચારીત્ર તેહ છેજી; તેહથીરે જાએ સઘળા પાપ, ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪ દેખીરે અદભુત તાહરૂ રૂપ, અચરીજે ભવીકા રૂપી પદ વરેજી, તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચકજશ કરેજી. ૫

---

# मल्लिनाथजीनुं स्तवन.

એક અંધારી ઓરડી. એ દેશી,

મીઠીલા નયરીરે અવતર્યા, યાને કુંભ નરેશરનંદ;
લંછન સોહેરે કળશ તણું, તે નીલ વરણ સુખકંદ. ૧
મલ્લી જીનેશ્વર મન વસ્યો, નેઊ ગણી સમ અરીહંત,
કપટ ધરણનોરે કારણથી, પ્રભુ કુમરી રૂપ ધરંત. મલ્લી.૨

સહસ પંચાવનરે વરસ સુણોરે, આયુ તણું પરિમાણ;
માત પ્રભાવતીએ ઉર ધર્યો, પણ વીસ ધનુષનું માણ.મલ્લી.૩
સહસ પંચાવનરે સાધવીઓ, ને મુની ચાળીસ હજાર;
સમેત શીખરેરે મુગતી, ત્રીન ભુવન આધાર. મલ્લી૦ ૪
અડભય ટાળીરે આપ થકી, જેમ બાંધી અવીહડ પ્રીત;
રામવિજયના સાહીબાનીરે, છે અવિચળ એજ રીત.મલ્લી. ૫

## नेमीनाथजीनां स्तवन.

આવો જમાઇ પ્રાહુણા. એ દેશી,

નરખ્યો નેમી જીણંદરે અરિહંતાજી, રાજેમતી કર્યો ત્યાગ. ભગવંતાજીર
બ્રહ્મચારી સંજમ ગ્રહ્યો, અરી. અનુક્રમે થયા વીતરાગ. ભગ૦ ૧
ચક્ર ચામર સિંહાસને, અરી. પાઠ પીઠ સંકત. ભગ૦
છત્ર ચાલે આકાસમાં અરી. દેવ દુંદુભી વરહુત. ભગ૦ ૨
સહસ્ર જોયણ દ્વજ સોહતો. અરી. પ્રભુ આગળ ચાલતા; ભગ૦
કનક કમળ તવ ઉપરે, અરી. વિચરે પાય ઠવંતા. ભગ૦ ૩
ચ્યાર મુખે દેઇ દેશના, અરી. ત્રિણ ગઢ ઝાક ઝમાલ. ભગ૦
કેશરી ભસ્મ સુનરવા. અરી. વાધે નહીં કોઇ કાળ. ભગ૦ ૪
કાંટાપણું ઉંધા હોઇ. અરી. વિષય અનુકુલ ભગ૦
ખટરીતુ સમ કાલે ફુળે, અરી. વાયુ નહીં પ્રતીકુલ ભગ૦ ૫
પાંણી સુગંધ સુર કુસુમની, અરી. પ્રગટી હોઇશું રસાલ; ભગ૦

પંખી દેઇ સુપ્રદક્ષણા, અરી. વ્રક્ષ નમે અસરાલ. ભગ૦ ૬
જીન ઊતમ પદ પદ્મની, અરી. શોભા કરે સુર કોઇ; ભગ૦
ચાર નીકાયનાજ ધન્યથી, અરી. ચૈત્ય વ્રક્ષ તિમ જોડી. ભગ૦ ૭

स्तवन २

સામળીઓ ત્યાગી ને હું તો રાગી, વાલારે મારા સંજમ શું રઢ લાગી. સામળીઓ ત્યાગી ને હું તો રાગી. ટેક.
વા૦ મારો નેમ નગીનાનો રાગી, વા૦ મા૦ સુંદર સ્યામ સોભાગી;
વાલારે મારો સંજમ લીએ વડ ભાગી. સાંમળીઓ૦ ૨
વા૦ મા૦ ગઢ ગીરનારની ઘાટે, મોહન મને મળસે હવે એ વાટે;
જઇ હું તો હાથ મેલાવીશ માથે. સાંમલીઓ૦ ૩
જઇરે હવે રાજુલ નેમની પાસે, લીએરે હવે સંજમ અતી ઉલાસે;
હાંરે નેમનાથ પેહલી શીવ જાસે. સાંમળીઓ૦ ૪
વા. મા. દંપતી શીવસુખ મલીઓ, વા. મા. વીરહ દાવાહલ ટળીઓ;
વાલારે મારો અગરો લગો ગુણ ભરીઓ. સાંમળીઓ૦ ૫
વા૦ કહે દીપ સુણો એક મોરી, વા૦ તુમે તારી રાજુલ નારી;
વાલારે તુમે હમને કરો મોહવારી. સાંમળીઓ૦ ૬

---

# पार्श्वनाथजीनां स्तवन.

સજની મોરી પાસ જીનેશ્વર પુજોરે, સ. જગમાં દેવ ન દુજોરે;
સ. સારંગપુર સણગારોરે, સ. પૂજો દાય પ્રકારરે,

સ. જીન પડિમા જયકારીરે, સ. વારી જાઉ વાર હજારીરે. આંકણી.
સ. ગણધર સૂત્રે વખાણીરે, સ. સિદ્ધની ઉપમા આણીરે; .
સ. સમકિતની વૃદ્ધિ કારીરે, સ. તે કિમ જાસે નિવારીરે. સ૦ ૨
સ. ભગવઈ અંગે ધારોરે, સ. ચારણ મુનિ અધીકારોરે;
સ. જીન પડિમા જીન સરખીરે, સ. સૂત્ર ઉવાઇ નરખીરે. સ૦ ૩
સ. રાયપસેણી ભાખિરે, સ. જીવાભીગમ દાખીરે;
સ. વેવહારે પણ આખીરે, સ. સુદ્ધી પડિમા સાખીરે. સ૦ ૪
સ. જંબુપન્નતિ ઠાણંગરે, સ. બોલે દસમું અંગેરે;
સ. માહા નિસિથે વિચારોરે, સ. પુજાનો અધિકારોરે. સ૦ ૫
સ. સાતમે અંગે વિખ્યાતરે, સ. આણંદ શ્રાવક વાતરે;
સ. અનોથી પડીમા વારીરે, સ. સુદ્ધા સમકિત ધારીરે, સ૦ ૬
સ. જ્ઞાતા પાઠ દેખાવેરે, સ. કુમતિ ભરમ ન જાવેરે;
સ. એમ અનેક સુત ભાખેરે, સ. કો હુવે કોનો વાંકરે. સ૦ ૭
સ. અરચા અરોચક થાશેરે, સ. નવ દંડકમાં જાસ્યેરે;
સ. જીવ કરમ વશ જાંણોરે, સ. ક્રાણ કુમક ક્રાણ રાણોરે. સ૦ ૮
સ. જીનવર સેવા સારોરે, સ. વિષય કરો પરિહારોરે;
સ. સેવા એ બંધક ભાવરે, સ. ભવજળ તરવા નાવરે. સ૦ ૯
સ. માણીઉદ્યોત પ્રભુ સાચોરે, સ. જેવો હિરો જાચોરે;
સ. સંકા મન નવી લાવોરે, સ. શું ઝાઝું કેહેવરાવોરે, સ૦ ૧૦

---

## સ્તવન ૨

પાસજી વામાજીના નંદકે, સુણજ્યો વીનતીરે લોલ,
મ્હારા પાસજીરે લોલ.
જીનજી તેવીસમો જીન પાસકે, આશા મુજ પુરવેરે લોલ.
મ્હારા નાથજીરે લોલ.
જીનજી ઇહભવ પરભવ, દુઃખ દોહગ સવિ ચુરવેરે લોલ. મ્હારા
જીનજી આઠ પ્રાતિ હાર્યસું, જગમાં તું જયોરે લોલ. મ્હારા૦
જીનજી તાહરી વૃક્ષ અશોકથી, સોક દુરે ગયોરે લોલ. મ્હારા૦
જીનજી જાકત પ્રમાણ ગીર્વાણ, કુસુમ વ્રષ્ટી કરેરે લોલ. મ્હારા૦
જીનજી દિવ્ય દ્વની સુર પુરે, કે વાંસળી સ્વરેરે લોલ. મ્હારા૦
જીનજી ચામર કેરી હાર, ચલતી એમ કરેરે લોલ, મ્હારા૦
જીનજી નમે જે અમપરે તે ભવી, ઊધરગતી લહેરે લોલ. મ્હારા૦
જીનજી પાદ પીઠ સિંહાસન, વ્યંતર વીરચીરે લોલ, મ્હારા૦
જીનજી તીહાં બેસી જીનરાજ, ભવિ દેશના દીએરે લોલ મ્હારા૦
જીનજી ભામંડલ સીર પુઠે, સુર્ય પુરે તપેરે લોલ. મ્હારા૦
જીનજી નરખી હરખી દેવકે, તે ભવમાં અટેરે લોલ, મ્હારા૦
જીનજી દેવ દુંદુભીના નાદ, ગંભીર ગાજે ઘણોરે લોલ; મહારા૦
જીનજી ત્રણ છત્ર કહે તુજકે, ત્રીભુવન પતી પણોરે લોલ; મહારા૦
જીનજી એ ઠકુરાઇ તુજકે, બીજે નવી ઘટેરે લોલ, મ્હારા૦
જીનજી રાગી દ્વેષી દેવકે, તે ભવમાં અટેરે લોલ. મ્હારા૦
જીનજી પુજક નિંદક દોયકે, તાહરે સમપણેરે લોલ; મ્હારા૦

જીનજી કમઠ ધરણપતિ ઉપર, સંમ ચીત ગણેરે લોલ; મ્હારા૦
જીનજી પાણ ઉત્તમ તુજ પાદ, પદ્મ શેવા કરેરે લોલ; મ્હારા૦
જીનજી તેહ સ્વભાવે ભવ્ય કે, ભવ સાયર તરેરે લોલ. મ્હારા૦

---

# महावीरस्वामीनां स्तवन.

વીરજી સુણો એક વિનતી મોરી. વાત વીચારો તુમે ધણીરે;
વીર મને તારો માહાવીર મને તારો, ભવજળ પાર ઉતારોનેરે;
એ આંકણી૦

પરીભ્રંમાણ મેં અનંતારે કીધા, હજુએ ના આવ્યો છેડલોરે;
તુમેતો થયા પ્રભુ સિધ નીરંજન; હમેતો અનંતા ભવ ભમ્યારે.
વીર૦ ૧

તુમે હમે વાર અનંતી ભેગા, રમીઆ સંસારી પણેરે;
તેહ પ્રીત જો પુરાણ પાળો, તો હમને તુમ સમ કરોરે. વીર૦ ૨
તુમ સમ હમને જોગ ના જાણો, તો કાંઇ થોડું દીજીએરે;
ભવો ભવ તુમ ચરણાંની શેવા, પામી હમે ઘણું રીજીએરે.
વીર૦ ૩

ઈંદ્ર જાળીઓ કહેતોરે આવ્યો, ગણધર પદ તેહને દીઓરે;
અરજુન માલીને જે ધુર પાપી, તેહને જીન તુમે ઉધર્યોરે.
વીર૦ ૪

ચંદનબાળાએ અડદના બાકુલ, પડીલાભ્યા તુમને પ્રભુરે;
તેહની સાહુ નીસાચીરે કીધી, શીવવધુ સાથે ભેળવીરે, વીર૦ ૫

ચરણે ચંદ કોશીયે ડસીયો, કલપ આઠમે તે ગયોરે;
ગુણતો તમારા પ્રભુ મુખથી સુણીને, આવી તુમ સનમુખ રહ્યોરે'
વીર૦ ૬

નીરંજન પ્રભુ નામ ધરાવો. તો સહુને સરખા ગણોરે;
ભેદ ભાવ પ્રભુ દુર કરીને, મુજશું રમો એક મેકશુરે; વીર૦ ૭
મોડા વેલા તુમહીજ તારણ, હવે વીલંબ શા કારણેરે;
જ્ઞાન તણા ભવના પાપ મીટાવે, વારીજાઉં વીર તોરા વારણેરે.
વીર૦ ૮

---

### સ્તવન ૨

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માહરી નીર્મલ થાયે કાયારે. ગી૦ ૧
તુમ ગુણ ગણ ગંગા જલે, હું ઝીલી નીરમલ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નીશ દીન તોરા ગુણ ગાઉંરે. ગી૦ ૨
ઝીલ્યા જે ગંગા જલે, તે છીલર જલ નવી પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાઉલ જઇ નવી બેસેરે. ગી૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગ રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વસ રાચ્યારે. ગી૦ ૪
તું ગતી તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે. ગી૦ ૫

## स्तवन ३

સીધારથના નંદન વીનવું, વીનતડી અવધાર:
ભવ મંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાય. સીધા૦ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે સંતાપ;
દાન દેઅંતાંરે પ્રભુ કોશલ કરે, આપો પદવી આજ. સીધા૦ ૨
ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઆ, માડાં સુરનાજ નામ;
અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન- સીધા૦ ૩
સાસન નાયક સીવ સુખ દાયક ત્રીસલા કુખ્યે રતન;
સીધારથનારે વંસ દીપાવીઆ, પ્રભુજી તમને ધન ધન. સીધા૦ ૫
વાચક સીખરે કીરતી વીજય ગુરૂ, પ્રણમું તાસ પસાય;
ધરમ તણાએ જીન ચોવીસમા, વીનયવીજે ગુણ ગાય. સીધા૦ ૬

## स्तवन ४

ઢાળ-વિમળાચળ વેગે વધાવો. એ દેશી,
ચઊમાશી પારણું આવે, કરી વિનતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવેરે.
માહાવીર પ્રભુ ઘેર આવે. જીરણ શેઠ ભાવના ભાવેરે. મા૦ ૧
ઉભી શેરીએ જળ છંટકાવે, જાય કેતકી ફુલ બીછાવે;
નીજ ઘર તોરણ બંધાવે, મેવા મીઠાઇ થાળ ભરાવેરે. મા૦ ૨
અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખી રીજે;
ખટ માસિ રોગ હરિજે, સીજે દાયક ભવ ત્રીજેરે. માહા૦ ૩

તે જીનવર સનમુખ જાવું, મુજ મંદરીએ પધરાવું;
પારણું ભલી ભકિત કરાવું, જુગતે જીન પુજા રચાવુંરે. મા૦ ૪
પછે પ્રભુને વોળાવા જઇસ્યું, કર જોડી સામા રહીસ્યું;
નમી વંદી પાવન થઇસ્યું, વીરતી અતી રંગે વહીસ્યુંરે; મા૦૫
દયા દાન ખીમા શીલ ધરસ્યું, ઊપદેશ સજનને કરસ્યું;
સત્ય જ્ઞાન દીશા અનુસરસ્યું, અનુકંપા લક્ષણ વરસ્યુંરે. મા૦ ૬
એમ જીરણ શેઠ વદંતાં, પરીણામની ધારે ચઢતાં;
શ્રાવકની સીમે ઠરંતાં, દેવ દુંદુભી નાદ સુણતરે. મા૦ ૭
કરી આયુ પુરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
સાતા વેદની સુખ પાવે, શુભ વીર વચન રસ ગાવેરે; મા૦ ૮

---

# શ્રી મંદિરસ્વામીનાં સ્તવન.

ઇડર આંબા આંબલીરે. એ દેશી

પુખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરી ગીણીગાર;
શ્રીસી મંદીર સાહેબારે, રાય શ્રેયાંસ કુમાર જીણંદરાય ધરજ્યો
ધર્મ સનેહ૦ ૧
મોટા નાહાના અંતરોરે, ગીરૂઆ નવી દાખંત;
શશી દરીશણ સાયર વધેરે, કૈરવવન વીકસંત. જીણંદરાય૦ ૨
ઠામ કુઠામ ન લેખવેરે, જગવર સંત જલધાર;
કરદાય કુસુમેં વાસીયેરે, છાયા સવી આધાર. જીણંદરાય. ૩

શાયને રાક સરીખા ગણેરે, ઉદ્યોતે શશિ સૂર;
ગંગા જલ તે બિંદું તણ્યારે, તાપ કરે સવી નુર. જીણંદરાય. ૪
સરિખા સહુને તારવારે, તીમ તુમે છો મહારાજ;
મુજસું અંતર કિમ કરેરે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જીણંદરાય. ૫
મુહ દેખિ ટીલું કરેરે, તે નવી હોય પરમાણ;
મુજરો માને સવી તણોરે, સાહિબ તેહ સુજાણ. જીણંદરાય. ૬
વૃષભ લંછન માતા સતકારે, નંદન રૂખમણી કંત;
વાચક જસ એમ વિનવેરે, ભય ભંજન ભગવંત, જીણંદારાય. ૭

---

## स्तवन २

સુણો ચંદાજી શ્રી મંદીર પરમાતમ પાસે જાજ્યો,
મુજ વીનતડી પ્રેમ ધરીને એણિપરે તુમ સંભલાવજો;
જે ત્રણ્ય ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે,
નાંણ દરિસણ જેહને ખાયક છે. સુણો. ૧
જસ કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકિણિ નગરીનો રાયા છે. સુણો. ૨
બાર મખદા માંહે બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજેછે;
ગુણ પાંત્રીસ વાણી ઇંગાજે છે. સુણો. ૩
ભવિજનને તે પડી બોહે છે, તુમ અધિક સિતલ ગુણ સોહેછે;
રૂપ દેખી ભવીજન મોહે છે. સુણો. ૪

તુમ સેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દુરે વસીઓ છું,
મહા મોહરાય કર ફસીઓ છું. સુણો. ૫

પણ સાહીબ ચીતમાં ધરીઓ છે, તુમ આણ ખડગ કર ગ્રહીઓ છે;
પણ કાંઈક મુજથી ડરીઓ છે. સુણો. ૬

જન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ સૂરો;
તો વાધે મુજ મન અતિનુરો. સુણો. ૭

---

# શ્રી સિદ્ધ ભગવાનનું સ્તવન.

સિદ્ધની શોભારે શી કહું. એ આંકણી.

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખિયાછે શીવ ઠાંમ. સિ૦ ૧

માહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કેવળ નામ;
અપુનર્ભવ બ્રહ્મ પદ વળી, અક્ષય સુખ વિશ્રામ. સિ૦ ૨

સશ્રેય નિશ્રય અક્ષરા દુખ સમસ્તની હાંણ;
નિર્વૃતી અપ વગતા, મોક્ષ મુગતી નીરવાણ, સિ૦ ૩

અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વિરમ્યાં કર્મ તે આઠ. સિ૦ ૪

અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન;
શ્રી શુભ વીરને વંદતાં, રહિએ સુખમાં મગન. સિ૦ ૫

---

# श्री बाहुजीननुं स्तवन.

સાહેબ બાહુ જીનેશ્વર વીનવું, વીનતડી અવધાર હો;
સાહેબ ભવ ભયથી હું ઉભગો, હવે ભાપાર ઉતાર હો સા૦ બા૦ ૧
સાહેબ તુમ સરીખા મુજ શીર છતે, કમ કરે કીમ જોર હો;
સાહેબ ભુજંગતણો ભય તીહાં નહી, જીહાં વન વીચરે મોરહો.સા.બા
સાહેબ જીહાં રવી તેજે જળહળે, તીહાં કીમ રહે અંધકારહો,
સાહેબ કેશરી જીહાં ક્રીડા કરે, તીહાં નહી ગજનો પ્રચારહો સા.બા૦
સાહેબ તીમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરીત સંભારહો
સાહેબ વછ વીજય સુસીમા પુરી, રાય સુગ્રીવ મલ્હાર હો. સા.બા૦ ૪
સાહેબ હરણ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંતહો;
સાહેબ વીજયા નંદન મુજ દીયો, જસ કહે સુખ અનંત હો સા.બા૦

# दीवाळीनां स्तवन.

(ચીત ચોખે ચોરી નવ કરીએ. એ દશી.
રમતી ગમતી હમુને સાહેલી, બીહુ મળી લીજીએ એક તાળી;
સખી આજ અનોપમ દીવાળી.
સીલ વીલાસે પુરણ માસે, પોસ દશમ નીશી રઢીયાળી સખી૦ ૧
પશુ પંખી વસીયાં વનવાશી, તે પણ સુખીયા સમકાળી, સખી૦
એણી રાતે ઘર ઘર ઓછવશે, સુખીયા જગતમે નરનારી સખી૦

ઉતમ ગ્રહ વીશાખા જોગે, જનમ્યા પ્રભુજી જયકારી; સખી.
સાતે નરકે થયાં અજવાળાં, થાવરને પણ સુખકારી. સખી૦ ૩
માત નમી આઠે દીગ કુમરી, અધો લોકની વસનારી. સખી૦
સુતી ઘર ઇશાને કરતી; જોજન એક અસુચી ટાળી. સખી૦ ૪
ઊરધ લોકની આઠ કુમારી, વરસાવે જળ કુસુમાળી, સખી૦
પુર્વ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષણની અડ કલસાળી સખી૦૫
અડ પછિમની પંખા ધરતી, ઉત્તર આઠ ચમર ઢાળી. સખી૦
વિદિશિની ચઉ દીપ ધરંતી, રૂચક દીપની ચઊબાળી. સખી૦૬
કેળ તણાં ઘર ત્રણ કરીને, મરદન સ્નાન અલંકારી, સખી૦
રક્ષા પોટલી બાંધી બીહુને, મંદીર મેલ્યાં સણગારી, સખી૦ ૭
પ્રભુ મુખ કમળે અમરી ભમરી, રાસ રમંતી લટકાળી સખી૦
પ્રભુ માતા તું જગતની માતા, જગ દીપકની ધરનારી. સખી૦૮
માજી તુજ નંદન ઘણું જીવો, ઊતમ જીવને ઉપગારી, સખી૦
છપ્પનદિગ કુમરી ગુણ ગાતી, શ્રી સુમવીર વચન શાળી. સખી૦૯

---

## સ્તવન ૨

વાલાજીની વાટડી અમે જોતાંરે. એ દેસી.

જય જીનવર જગ હિતકારીરે, કરે શેવા સુર અવતારીરે;
ગૌતમ પમુહા ગણધારી, સનેહી વિરજી જયકારીરે. ૧
અંતરંગ રિપુને ત્રાશેરે, તપ કોપા ટોપે નિવાસેરે;
લહ્યું કેવલ નાણ ઉલાસે, સનેહી. ૨

કટીલંકે વાદ વદાયરે, પણ જીન સાથે ન ધારારે;
તિણે હરી લંછન પ્રભુ પાય. સનેહી. ૩
સવિ સુર વહુ થેઇ થેઇ કારારે, જળ પંકજની પરે ન્યારારે;
તજી તૃષ્ણા ભોગ વીકારા. સનેહી. ૪
પ્રભુ દેશના અમૃત ધારોરે, જીન ધર્મ વિષે રથ કારારે;
જેણે તાર્યા મેઘ કુમારા. સનેહી. ૫
ગૌતમને કેવળ આલીરે, વર્યા સાંતીએ શિવ વનમાળીરે;
કરે ઉત્તમ લોક દિવાળી. સનેહી. ૬
અંતરંગ અલછની વારીરે, શુભ સજનને ઉપગારીરે;
કહે વીર વિભુ હિતકારી. સનેહી. ૭

---

स्तवन १

ધન ધન મંગલરે સકલ દીન, પુજી પ્રભાતે ચાલે.
આજ મારે દીવાળી અજવાળી,
ગાવો ગીત વધાવો ગુરૂને, મોતીડે થાલ પુરાવો;
ચાર ચાર અંગે ચતુર સોભાસણ, ચરણ કમળ ચીત સારીરે.આજ૦
ધન ધુઓ ધન તેરસ દીને, કાલે કાળી ચઉદશ,
પાપ હણીને પોસો કીને, કર્મ મેલો સર્વે ટાળીરે. આજ મારે. ૩
અમોસેતો પરવ દીવાળી, ફરતી ઝાક ઝમાળી;
ઘર ઘરતો દીવડીઆ ઝળકે, રાત દિસે અજવાળીરે. આજ૦ ૪
અમાસની પાછલડી રાતે, આઠ કરમ બે ટાળી,

શ્રીમહાવીર નીરવાણે પહોત્યા, અજરામર સુખકારીરે. આજ૦ ૫
પડવે તો વળી જુહાર પટોળાં, એ રીત રૂડી સારી;
ગુરૂ ગૌતમના ચરણ પખાળી, રોઝ પામી રઢીઆળીરે આજ૦ ૬
બીજે તો વળી ભાવલ બીજ, બેનરડી અતિ વહાલી.
એ પાંચ દીન હાએરે પનોતા. એવે એવે હરખે ગાઇરે, આજ૦ ૭
હરખવિજેના પંડીત બોલે; કરોની સેવ સુહાલી;
રૂપવીજેના પંડીત બોલે, જે જે વાજે તાળીરે. આજ૦ ૮

स्तवन ४

મારે દીવાળીરે થઇ આજ પ્રભુ મુખ જોવાને,
સર્યાં સર્યાંરે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળ જ્ઞાનરે;
ધન અમોસ દીવાળી મારે, વિર પ્રભુ નીરવાણ. જિન૦ ૧
ચારીત્ર પાળ્યા નીરમળાને, ટાળ્યા વિખય કખાયરે;
એવા મુનીને વંદીએ તો, ઉતારે ભવપાર. જિન મુ૦ ૨
બાકુળ હોર્યા વિરજીને. તારી ચંદન બાળારે;
કેવળ લઇ પ્રભુ મુકતે પહોત્યા, પામ્યા ભવનો પાર. જિન૦ ૩
એવા મુનીને વંદીએ જે પંચજ્ઞાને ધરતારે.
સમવસરણ દેઇ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર જિન૦ ૪
ચોવીસમા જીને સરૂને, મુગતી તણા દાતારરે,
કર જોડી કવી એમ ભણેરે, પ્રભુ દુનીઆં ફેરા ટાળ; જિન૦ ૫

# પરચુરણ સ્તવનો

## સ્તવન ૧

જગત ગુરૂ જીનવર જયકારી, શેવો તુમે ભાવે નરનારી;
આશારે હેની ચોરાશી વારી. જગત ગુરૂ. એ આંકણી ટેક. ૧
જળચંદન કુસુમે કરીએ, ધુપ દીપ અક્ષત ભરીએ;
નૈવેદ ફળ આગળ ધરીએ. જગત૦ ૨
થઇ થુઇ ભાવ ભુજા સારી, નાટક ગીતને મનોહારી;
તીયાં સુખી કરે હીતકારી. જગત૦ ૩
ભાવથી દીવ્ય પુજા કરશે તે ભવ સાયરને તરસે;
સરસ શીવ સુંદરીને વરશે; જગત૦ ૪
વીસ ઊદસાથી સાર, સુતરનીસી થસે મનોહાર;
ભાગી લહો રૂપ વીજય પાર. જગત૦ ૫

---

## સ્તવન ૨

વાહાલે અમ્રત પાઇ ઊછેરયાં, વ્હાલે મારે અમનેરે એ દશી.

આવો આવો જશોદાના કંથ, અમઘેર આવોરે;
ભગતી વછળ ભગવંત નાથ સેં નાવોરે,
એમ ચંદનબાળા બોલડે પ્રભુ આવીરે,
મુઠી બાકુળ માટે પાછા વળી બોલાવીરે. આવો૦ ૧

સંકેત કરીને સ્વામી ગયા તુમે વનમાંરે;
થઇ કેવળી કેવળી કીધ ધરીને મનમાંરે;
એમ કેશર કેરા કીચ કરીને પુજુરે,
તોએ પહેલે વ્રત અતિચાર થકી હું ધુજુરે. આવો૦ ૨
જીવ હિંસાના પચખાણ થુળથી કરીએરે;
દુવિહં તીવિહેણં પાઠ સદા અનુસરીએરે;
વાશી બોળો વિદલ નીશી ભક્ષ હીંસા ટાળુરે;
સવા વિશ્વા કેરી જીવ દયા નીત્ય પાળુરે. આવો૦ ૩
દશ ચંદરૂઆ દશ ઠામ બાંધીને રહીએરે,
જીવ જાયે એહવી વાત કેને ન કહીએરે;
વધ બંધનને છ વીછેદ ભાર ન ભરીએરે,
ભાત પાણીનો વીછેદ પશુને ન કરીએરે. આવો૦ ૪
લોકીક દેવ ગુરૂ મીથ્યાત ત્યાગી ભેદરે,
તુમ આગમ સુણતાં આજ હોય વીછેદરે;
ચોમાસે પણ બહુ કાજ જયણા પાળુંરે,
પગલે પગલે માહારાજ વ્રત અજુવાળુરે. આવો૦ ૫
એક સાસ માંહી સો વાર સમરૂ તમનેરે,
ચંદનબાળા જેવું સાર આપો અમનેરે;
ગાછી હરીબાળ ફળદાય એ વ્રત પાળીરે,
શુભ વીર ચરણ સુપસાય નિત્ય દીવાળીરે. આવો૦ ૬



# स्तवन ३

(સુગુ ગોવાલણી ગોરસડાં વાળીરે ઉભી રહેને. એ દેશી.)

હો સાહિબજી પરમાતમ પુજ્યાનું ફળ મુજ આપો;
હો સાહિબજી લાખેણી પુજારે સેં ફળ નાપો, એ આંકણી.
ઉતમ ઉતમ ફળ હું લાવું, અરિહાને આગળ મુકાવું:
આગમ વિધી પુજા વિરચાવું, ઉભો રહીને ભાવના ભાવું. હો૦૧
જિનવર જિન આગમ એક રૂપે, સેવંતાં ન પડો ભવ કુપે;
આરાધન ફળ તેહનાં કહીએ, આ ભવ માંહી સુખીયાં થઇએ.હો૦
પરભવ સુર લોકે તે જાવે, ઈંદ્રાદિક અપછર સુખ પાવે,
તિહાં પણ જિન પુજા વિરચાવે, ઉતમ કુળમાં જઇ ઉપજાવે. હો૦
તિહાં રાજ્ય રિદ્ધ પરિકર રંગે, આગમ સુણતાં સદગુરૂ સંગે;
આગમશું રાગ વળી ધરતા, જિન આગમ જીન પુજા કરતા.હો૦
સિદ્ધાંત લખાવીને પુજે, તવ કર્મ સકળ દુરે ધ્રૂજે;
લહે કેવળ ચરણ પરમ પામી, શુભ વિર મળેજો વીશ્રામી. હો૦૫

# स्तवन ४

ઢાળ રાગ સારંગ દાયક દીલ વશીઆ. એ દેશી.

સમવસરણ સુરવર રચેરે, પુજા ફુલ અંસેશ: સાહિબશીવવશીયા
રાયપશેણી સુત્રમાંરે, કરે સુરયાભ વિષેશ. સા૦ ૧

પુજ્યની પુજા તીમ કરીરે, કરૂં આશા પરીમાણ. સા૦
ચારે દશા વીમળાત્મારે, હિંસાએ પચખાણ. સા૦ ૨
આશ કરૂં અરિહા તણીરે, પંચ તજી અતિચાર. સા૦
તુમ સરીખો દીઠો નહીરે, જગમાં દેવ દયાળ. સા૦ ૩
વરસી વરસ્યા તે સમેરે, જિમ ગયો પરદેશ સા૦
સંજમ લેઇ સુખીયો કર્યોરે, લાખીણો દેઇ ખેશ. સા૦ ૪
હું પણ તે દીન કેઇ ગતીરે, કેવળી જબ જીનરાજ; સા૦
સાસન દેખી તાહરૂંરે, આવ્યો તુમ શિર લાજ. સા૦ ૫
એ વ્રતથી શીવ સુખ લહ્યારે, જિમ મહાનંદ કુમાર, સા૦
શ્રી શુભ વીર જીનેશ્વરૂંરે, અમને પણ આધાર. સા૦ ૬

---

## स्तवन ५

વંદ્રાવનના વાશિરે. એ દેશી.

એ વ્રતમાં જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો.
પરમાતમ પુજીને વિધીશું, ગુરૂ આગળ વ્રત લીજે;
અતિચાર પણ દુર કરીને, પરદારા દુર કીજે. મેરે પ્યારે૦
નીજ નારી સંતોષી શ્રાવક, અણુંવ્રત ચોથું પાળે;
દેવ તિરી નર નારી નજરે, રૂપ રંગ નવી ધારે. મેરે પ્યારે૦ ૧
વ્રતમે પીડા કામની ક્રીડા, દુરગંધાં જે બાળી;
નાશાવિણ નારી પણ રાચે, પંચાસકમાં ટાળી. મેરે પ્યારે૦

વિધવા નારી બાળ કુંવારી, વેસ્યા પણ પરજાતી;
રંગે રાતી દુર્બળ છાતી, નર મારણ એ કાતી. મેરે પ્યારે૦ ૨
પરનારી હેતે શ્રાવકને, નવ વાડ્યો નિરધારી;
નારાયણ ચેડા માહારાજે, કન્યાદાન નીવારી. મેરે પ્યારે૦
ભરતરાયને રાજ્ય ભળાવી, રામ રહ્યા વનવાસે;
ખર દુખણ નારી સવીકારી, દેખીત પડયા પાસે. મેરે પ્યારે૦ ૩
દશ શિર રાવણ રણમાં રોળ્યો, શીતા સતીમાં મોટી;
સર્વ થકી જો બ્રહ્મ વ્રત પાળે, નાવે દાન હેમ કોટી. મેરે પ્યારે૦
વૈતરણીની વેદના માંહિ, વ્રત ભાગે તે પેસે;
વિરતીને પરણામ કરીને, ઇંદ્ર સભામાં બેસે. મેરે પ્યારે૦ ૪
મદિરા મંસથી વેદ પુરાણે, પાપ ઘણું પરદારા,
વિષ કન્યા રંડાપણ અંધા, વ્રત ભંજક અવતારા. મેરે પ્યારે૦
વ્રત સંભાળે પાપ પખાળે, સુરતરૂ વંછીત સાધો;
કલ્પતરૂ ફળ દાયક એ વ્રત, જગ જશ કીરતી વાધે. મેરે પ્યારે૦ ૫
દસમે અંગે બત્રીસ ઉપમ, શીળવતી વ્રત પાળી;
નાથ નિહાળી ચરણે આવ્યો, નેહ નજર તુમ ભાળી. મેરે પ્યારે૦
હાથી મુખશે દાણો નિકશે, કિડી કુટંબ સહુ ખાવે.
શ્રી સુભ વીર જીનેશ્વર સાહિબ, શોભા અમ શિર પાવે. મેરે પ્યારે. ૬

# स्तवन ६

મારા આંબાના માંડવલા હેઠ. એ દેશી.

મન મોહનજી જગ તાત, વાત સુણો જગ જીન રાજજીરે;
નવી મળીઓ આ સંસાર, તુમ્હ સરીખો શ્રી નાથજીરે;
કૃશ્નાગર ધુપ દશાંગ, ઉખેવી કરૂં વીનતીરે;
તૃશ્ના તરૂણી રસ લીન, હું રઝળ્યો ચારે ગતીરે;
તીર્થંચ તરૂનાં મુળ, રાખી રહ્યા ધન ઉપરેરે;
પંચેદ્રી ફણીધર રૂપ, ધન દેખી મમતા કરેરે. મન મોહન ૧
સુર લોભી છે સંસાર, સંસારી ધન સંહરેરે;
તીજે ભવ સમરાદિત્ય, સાધુ ચરીત્રને સાંભળેરે.
નરભવ માંહે ધન કાજ, ઝાઝ ચઢયો રણમાં રડયોરે;
નિચ શેવા મુકી લાજ, રાજ્ય રસે રણમાં પડયોરે. મન મોહન. ૨
સંસાર માંહી એક સાર, જાણી કંચન કામનીરે;
ન ગણી જપમાળા એક, નાથ નિરંજન નામનીરે.
ભાગ્યે મળિયા ભગવાન, અવસર પામી વ્રત આદરૂરે;
ગયો નરકે મંમન શેઠ, સાંભળી લોભથી ઉસરૂરે. મન મોહન. ૩
નવ વિધ પરિગ્રહ પરીમાણ, આણંદાદિકની પરેરે;
અથવા ઇચ્છા પરિમાણ, ધણ ધન્નાદિક ઉચરેરે.
વળી સામાન્યે ખટ ભેદ, ઉત્તર ચોસઠ દાખિયારે;
દશ વૈકાળીક નિરજુત્તિ, ભદ્ર બાહુ ગુરૂ ભાખિયારે. મન મોહન. ૪

પરિમાણથી અધિકું હોય, તો તિરથ જઈ વાવરશેરે;
રોકાએ ભવનું પાપ, છાપ ખરી જીનની ધરોરે.
ધન શેઠ ખરી ધનમાન, ચિત્રાવેલીને પરીહરિરે;
શુભ વીર પ્રભુને ધ્યાન, સંતોષે શિવ સુંદરીરે. મન મોહન. ૫

# स्तवन ७

ઢાળ. ભમરા ભુદરસે નાવ્યો. એ દશી.

ઉત્તમ ફળ પુજા કીજે, મુનીને દાન સદા દીજે;
બારમે વ્રત લાહો લીજેરે, શ્રાવક વ્રત સુર તરૂ ફળીયો.
મન મોહન મેળો મળીઓ. શ્રા૦ ૧
દશ કાળ સરધા ક્રમીએ, ઉત્તમ પારણે દાન દીએ;
તેહમાં પણ નવિ અતિચરીએ. શ્રાવક૦ ૨
વિનતી કરી મુનીને લાવે, મુની બેસણ આસન ઠાવે;
પડીલાભે પોતે ભાવે. શ્રાવક૦ ૩
દસ ડગલાં પુંઠે જાવે, મુની દાને જે નવી આવે;
વ્રતધારી તે નવી ખાવે. શ્રાવક૦ ૪
મુની અછતે જમે દિશી દેખી, પોસહ પારણ વિધિ ભાખી;
ધર્મ દાસ ગણી છે સાખી. શ્રાવક૦ ૫
એકાદશ પડિમા વહિયા, સુર ઉપસર્ગ નવી પડિયા;
કામદેવ પ્રભુ મુખ ચડિયા. શ્રાવક૦ ૬

ગુણુકર શેઠ ગયો મુગતે. હું પણ પાળું એ જુગતે;
શ્રી શુભ વીર પ્રભુ ભકતે. શ્રા૦૧૬૦ ૭

## સ્તવન ૮

**ઢાળ** અનીહાંરે વાલોજી વાય છે વાંસળીરે. એ દેશી.

અનીહાંરે ધુપ ધરો જિન આગળેરે,
કૃશ્નાગર ધુપ દશાંગ; શ્રેણી ભલી ગુણ ઠાણનીરે.
અનીહાંરે ધુપધાણું તે રયણે જડયુંરે,
ઘડયું જાત્યમઇ કનકાંગ; શ્રેણી૦ ધુપ ધરો. ૧
અનીહાંરે મુનીવર રૂપ ન દાખવેરે,
થિતી બંધ પુરવની રીત; શ્રેણી.
અનીહાંરે બંધોદય ગુણ ઠાણે પંચમેરે,
હણે ખાયક શ્રેણી વદીત્ત. શ્રેણી. ધુપ૦ ૨
અનીહાંરે શોલ સાંમંતને ભોળવીરે,
વચે ઘેરી હણ્યા લહી લાગ; શ્રેણી.
અનીહાંરે નાઠા આઠે સેનાપતિરે,
નવમાને બીજે ભાગ. શ્રેણી. ધુ૦ ૩
અનીહાંરે ચઉમાશા લગે એ રહેરે,
મરણે નરની ગતી જાણ; શ્રેણી.
અનીહાંરે રજરેખા સમ ક્રોધછેરે,

કંઠ થંભ સમાણે માન. શ્રોણી. ધ્રુપ૦ ૪
અનીહાંરે માયા ગોમુત્ર સારખીરે,
છે લોભ તે ખંજણ રંગ; શ્રોણી.
અનીહાંરે મુનીવર મોહ તે નાસવેરે,
રહી શ્રી શુભ વીરને સંગ. શ્રોણી, ધ્રુપ૦ ૫

# वसंत.

વસંત પંચમીને નઉતમ ખેત્ર, લગન લીઓ નીરધાર. લલના. હો મેરી લલનારે, આવ્યો આવ્યો માસ વસંત' વસંતર વીવા આદરયો હો. સૈ સાજન મળી તોરણ આવે, પસુંડે માંડયો પોકાર. વસંતર વીવા૦ ૧ લીલા પીળા વાંસ રંગાવો, ચોરી ચિતરાવો ચાર લલના; ભાવે તે દેવતા વેદ ભણે છે, મંગળ ગાવે તે સાખિઓ ચ્યાર, વસંત૦ ૨ આઠ ભવની હું નારી તમારી, શોરે હમારો વાંક લલના; ભવો ભવની હું દાશી તુમારી, કાળો છે કામણગારો. વસંત૦ ૩ નેમજી હૈયામાં ક્રોધે ભરાણા, સંસારમાં નહીં સાર લલના; રથ વાળી નેમ ગીરનારે ચાલ્યા, રોતી રહે રાજુલ નાર. વસંત૦ ૪ રાજુલ ચાલ્યાં સંજમ લેવા, જઇ ચડયાં ઘડ ગીરનાર લલના; કરજોડી ઉતમ પાયે લાગુ, સાચો છે દીન દયાલ. વસંત૦ ૫

# પરચુરણ નાનાં સ્તવનો.

## પદ ૧

રહો રહોરે જીનવરાએ દાએ ઘડીયાં, દાએ ઘડીયાંરે અગ આર ઘડીયાં. રહો રહોરે૦ આંકણી. પ્રેમકા પ્યાલા પોહોત મશાલા, પીવત મધુરી સેલડીયાં. રહે૦ ૧ હાથશું હાથ મીલાઇ દીયો સાહી, ફુલડા બીછાવું શેજડીયાં. રહો૦ ૨ રાજુલ છોડી ચલે ગીરનીરે, દીપતા મોહન વેલડીયાં. રહો૦ ૩ રૂપચંદ કહે નાથ નિરંજન, મુક્તી વધુ ગુણ સેલડીયાં. રહો૦ ૪

## પદ ૨

કિરપા કરોરે ગોડીપાસ જીનેશ્વર, તુમ સ્વામી અંતરજામીરે. ટેક. ઊંચેઊંચે ગઢપરપાસજી બીરાજે, ચારે તરફ ઝાની ઝાની. કિરપા. ૧ લીલ વરણ તોરો અંગ બીરાજે, બદનોકી જાકેમલીહારી. કિરપા. ૨ બાંહે બાજુપર બેરખા બીરાજે, કુંડળકી છબ હે ન્યારી. કિરપા. ૩ ધુંડત ધુંડત મેં પ્રભુ પાયો, પુરણ પદવી અબ પાઇ, કિરપા. ૪ નાથ નિરંજન નામ તુમારો, રૂપચંદ પદવી પાઇ. કિરપા. ૫

## પદ ૩

લાગી તેરે દરસકી ખુમારીઆ. લાગી તેરે. ટેક.

ભાંગ ધંતુરો મુને કેફ ન ભાવે, બીન કેફ સુધ બીસારીઆરે. લાગી. ગાનકે બાન ભરી ભરી ગારે, મારી મોહે પ્રેમ કટારીઆરે. લાગી. ૨ તું તું કરતાં મધન ભયો હે, રૂપચંદ પીયા વારીયારે. લાગી. ૩

### પદ ૪

કીને દેખા અમેરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે. કીને ટેક. આઠ ભવકી પ્રીત પ્રકાશી, નવમે ગયા શીવ ગામીરે. કીને. ૧ સેસાવનકી કુંજ ગલનમે, મળ્યા મુને અંતરજામીરે. કીને. ૨ આપ ચઢે ગીરનારે ઊપર, નારી તારી કેવળ પામીરે. કીને. ૩ કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહું છું આજ શીર નામીરે. કીને. ૪

### પદ ૫

જુવો મોરી સઇયાં, દીપે ગોડીચાજી કેવારે. ટેક. વરખડીએ પ્રભુ આપ બીરાજે, છાજે દેવાધી દેવારે. જુવો૦ ૧ કેસરચંદન ભરારે કચોળાં, ભેળી સુભ ગંધ બરાસરે. જુવો. ૨ આંગી રચો મોગર જાસુસકી, પુજા કરોને નવ અંગેરે. જુવો.૩ નથુ કલ્યાણ કવી દીપનોશ્રાવકકહે, સરધાથી સમકીત પાવુંરે.જુવો.

### પદ ૬

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી, બીડી પાનનકીરે; દીલ જાનનકી. લેતા૦ ટેક. કથારે ચુના લવીંગ સોપારી, વારીતેરા દીલ જાનનકી. લેતા૦ ૧ તાલ મરદંગ સરગાઇ સરોદા, બાજી બની રંગ તાનનકી. લેતા૦ ૨ સેસાવનકી કુંજ ગલનમે, લાગી ઝરી શુભ ધ્યાનનકી લેતા. ૩ કહે નથુ પ્રભુ ધર્મ પ્રકાશીત, હું બલીહારી કેવળ જ્ઞાનનકી લેતા૦ ૪

## પદ ૭

બેહેર બહેર નહીં આવે અવસર, બેહેર બહેર નહીં આવે. ટેક. જયું જાણે તીઊં કર લે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર ૧ તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમે જાવે. અવસર૦ ૨ તન છુટે ધન કોણ કામકો, કાયકુ કૃપણ કહાવે. અવસર૦ ૩ જાકો દીલમે સાચ બસતહે, ત્યાકુ જુઠ ન ભાવે. અવસર૦ ૪ આણંદઘન પ્રભુ ચલત પંથમે, સમરી સમરી ગુણ ગાવે. અવસર૦ ૫

## પદ ૮

ગગલ—રાજુલ પોકારે નેમ પીયા એસી કયા કરી, મેર ટકુ અરે ચુક અમશે કયા પડી; રાજુલ૦૧ હુઇ આશકી તીન ઊદાસીનતા ઘડી; પ્યારા બસ નહી અમેરા પ્રીતમ પીરમે પડી ર જુલ૦૨ અમસે રહ્યા ન જાએ પ્રીતમ તુમ બીના ઘડી; શરણ લીજીએ દયાળ દયા ધર્મ આદરી. રાજુલ૦ ૩ નિશદીન તુમેરા નામ રટતે જ્ઞાનકી ઝરી; મુની ચદ્ર વીજે ચરણ કમળ ચીતમે ધરી. રાજુલ૦ ૪

## પદ ૯

હરિ પ્રભુ ભજલે મેરા દીલ રાજી, આંકણી. આઠ પોહોર કી ચોસઠ ઘડીયાં દો ઘડીયાં જીન સાજીરે હરિ૦ ૧ દાન પુન કછુ ધર્મ કરલે, મ્હો માયાકુ ત્યાગીરે હરિ૦ ૨ આણંદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજીરે. હરિ૦ ૩

## પદ ૧૦

બીરાજો બંગલેમે, બીરાજો મંદીરમે; પ્રભુ ગોડીચા હો પાં-
રસનાથ. બી૦ ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેસરમે
ગરકાવ. બી૦ ૧ રચ્યો નેકો પ્રભુજીરે છત્ર બીરાજે, મો
તિયડા તપેરે લિલાડ. બી૦ ૨ ભવ સાગર મેંબી આએ પ
ડયો હે, બાંહિ પકડ મુજ તાર. બી૦ ૩ રૂપચંદ કહે નાથ
નિરંજન, તરણ તારણ મુજતાર. બીર૦ ૪

## પદ ૧૧

ફેરબા—ભલાજી મેરો નેમ ચલો ગીરનાર એકેલી જાનસે. મે
રે૦ રાજુલ ઉભી અરજ કરેછે, ભલાજી મેરી અરજ સુનો મ
હારાજ. એકેલી૦ ૧ તોરણ આએ ચલે રથ ફેરી, ભલાજી ઊ
વાંતો પસુવનકી સુનીછે પોકાર. એકેલી૦ ૨ સેસાવનકી કુંજ
ગલનમે, ભલાજી વાંતો પંચ મહાવ્રત ધાર. એકેલી૦ ૩ હર
ખચંદ પ્રભુ રાજુલ વીનવે, ભલાજી મેરો હજો મુકતીમે વાસ.
એકેલી૦ ૪

## પદ ૧૨

રાગ ખીમાશ—પ્રભુજીકો દરિસન પાયો, આજ મેં પ્રભુજીકો
દરિસન પાયો. ટેક વંછીત પુરણ પાશ ચીતામણી; દેખત દુ
રીત ગમાયો. આજ૦ ૧ મોહની મુરત મહીમા સાગર; કીર
તી સબ જુગ છાઓ. આ૦ ૨ ભાનુંચંદ પ્રભુ શકળ સંઘકુ, આ
નંદ અધીક ઉપાયો. આજ૦ ૩

## પદ ૧૩

નિરંજન સાહીઆરે સાહી, મેરા હુકસા મુજરા લેત. ટેક.
તુમએ નિરથકા દેવતારે, અમ ગીરીવરકા મોર;
રૂમઝુમ રૂમઝુમ મેઉલા બરસે, કાંઇ ઠમ ઠમ નાચે મોર. નિર૦ ૧
અમ ગુણ કાળી કોયલીરે, મભુ ગુણ આંબા મોહોર;
માઝેરા કે જોરસે, કાંઇ કરને લાગ્યા શોર. નિરંજન. ૨
તુમ એ અમર દેવતારે, અમ કેશરકા છોડ;
કનક કચોલી લેઇહાથમાં, કાંઇ પુંજા કરૂં રંગરોલ.નિરંજન. ૩
તુમ એ મોતલકી લરીરે. અમગુણ ઉંદા મોર;
રૂપચંદકી એહી અરજ હે, દીલભર દરીસન દો. નિરંજન. ૪

## પદ ૧૪

આય રહ્યા દીલ બાગમાં, સુન પ્યારા જીનજી. આંકણી.
ચુન ચુન કલીઓ તોરે ચરણે ચઢાવું, ગુણ અનંતા તોરા રાગમે;
સુન. ૧ મરૂદેવી નંદન આદીજીનેશ્વર, ખેલ અનંતા તોરા
રાગમે; સુન. ૨ રૂપચદ કહે નાથ નિરંજન, જીહુ વીકસીત
વન રાગમે. સુન. ૩

## પદ ૧૫

અબધુ સો જોગી ગુરૂ મેરા, ઉસ પદકા કરે નીવેડા. અવધુ. ટેક૦
તરવર એક મુલ બીન છાયા, બિન ફુલે ફલ લાગ્યા;
સાખા પત્ર નહીં કછુ ઊનકુ, અમ્રૂ ગગને લાગ્યા, અ૦ ૧

તરવર એક પંછિ દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુગ ચુગ ખાયા, ગુરૂ નીરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલમે અધબિચ કુવા, ઊવાં હે અમીકા વાસા,
સુગરા હોએ શો ભર ભર પીવે, નુગરા જાવે પીયાસા. અ૦ ૩
ગગન મંડલમે ગઊ બિહાની, ધરતી દુધ જમાયા,
માખન થાશો વિરલા પાયા, છાશ જગત ભરમાયા. અ૦ ૪
થડ બિના પત્ર પત્ર બિન તુબા, બિન જીભ્યા ગુણ ગાવે;
ગાવણ વાલેકુ રૂપ ન રેખા, સુગુરૂ સોહી બતાવે. અ૦ ૫
આતમ અનુભવ બીના નહીં જાને, અંતર જોત જગાવે,
ઘટ અંતર પરખે સોહી મુરત આનંદઘન પદ પાવે. અ૦ ૬

## પદ ૧૬

રાગ સામેરી—કુંમકુંમને પગલે, પધારો રાજ|કુંમકુંમને પગલે. ટેક. સંસાર છોડી સંજમ આદરવા, દાન દીધાં ઢગલે. પધારો. ૧ સીવીકા દેવી સહેસ પુરૂષશે, પ્રભુ બેસી ફરે સઘલે. પધારો. ૨ વન જઇ પ્રભુ દીક્ષા લીની, ઉપજે જ્ઞાન ચોથું ડગલે. પધારો૦ ૩ કરમ ખપાવી કેવળ લીધું, મોક્ષે પોહોત્યા તે તો એક મજલે. પધારો૦ ૪ નથુ કલ્યાણ કહે ચેતનને, તું તો એવા પ્રભુ ભજલે. પધારો૦ ૫

## પદ ૧૭

અંતર મેલ મીટયો નહી મનકો, ઊપર તન ક્યા ધોયારે.

અંતર૦ ટેક. શોળ શાણુગાર સજીરે શરીરપર, મુખડા કાચમે જોયારે. અંતર૦ ૧ અગર અંતર અબીલ અરગજા, ગંદી દેહ સંગ મોહ્યારે. અંતર૦ ૨ સગશ હાર કરી તનને પોસે; તીરીઆ પલંગપર સોયારે. અંતર૦ ૩ કહે જીનદાશ જે અક્ષય અમર પદ, જગ નીરખ્યા તબ રોયારે. અંતર૦ ૪

## પદ ૧૮

બલીહારી જાઊ વારી, મહાવીર તારી સમોસરણકી બલીહારી. આંકણી. ત્રણ ગઢ ઉપર તખ્ત બીરાજે, બેઠીછે પુરખદા વારી. મહા૦ ૧ વાણી જોજન સહુ કોઇ સાંભળે, તારયાંછે નરને નારી. મહા૦ ૨ આનંદઘન પ્રભુ એણી પેરે બોલે; આવા તે ગમન તીવારી. મહા૦ ૩

## પદ ૧૯

સમર સમર જીયા શ્રીનવકાર, એ પદ તો તેરા કાજ સુધારે સખી; પાવે ભવ જલકો તું પાર, સમર૦ ૧ દેવ ધર્મ ગુરૂ દ્રઢ કરી સેવીએ, કદિય ન હોય તેરી હાર. સમર૦ ૨ તપ જપ સંજમ સાર ખજાનો બન્યો, ખરચી લીજોજી એહી લાર. સમર૦ ૩ અરજુન માળી અરૂગજ સુકમાલકુ, તુરત દીયો હે તુમ તાર સ૦ ૪ સમકીત સેજકુ ખીલ રહ્યો હે હિયો, કરી હેં સુમતા ઘરનાર. સ૦ ૫ કહેણકું જીનદાસ ઉતાવળો, કરણેકું બડો હે ગમાર. સમર૦ ૬

## પદ ૨૦

હાંરે હુંતો મોહ્યોરે લાલજીના મુખડાને મટકે, ટેક. નયણ રસાળાને વયણ સુખાળા, ચોતકું લીધું ચટકે; પ્રભુજી સાથે ભકતી કરંતાં, કરમતણી કસ તટકે. હાંરે૦ ૧ મુજ મન લોભા ભમર તણી પેરે, જિન ગુણ કમળે અટકે; રત્ન ચીંતામણી મુકી રાચે, કહો કોણ કાચને ફટકે. હારે૦ ૨ એ જિન ગુણતાં ક્રોધાદીક જે, આસપાસથા પટકે, કેવળ નાણી બહુ સુખ દાણી, કુમતી કુગતીને પટકે. હાંરે૦ ૩ એ જિનને જે દીલમાં ન આણે, તેતો ભુલ્યા ભટકે; ભાવ ભગત રયું ઓળખ કરતાં, વંછીત સુખડે સટકે. હુરિ૦ ૪ મુરત સંભવ જીનેશ્વર કેરી, જોતાં હઇડું હરખે; નીત લાભ કહે પ્રભુ કીરત મોટી, ગુગુ ગાઊ હું લટકે. હાંરે૦ ૫

## પદ ૨૧

પ્રભુ પાસ ચિંતામણ મેરો. હાંરે પ્રભુ૦ ટેક. મીલ ગયો હીરો ન મીટ ગયો ફેરો, નામ જપું નિત તેરોરે. પ્રભુ૦ ૧ પ્રીત લગી મેરી પ્રભુસેં પ્યારી, જેસો ચંદ ચકોરોરે. પ્રભુ૦ ૨ આનંદઘન પ્રભુ ચરણ સરણ હે બોત દીઓ મુગતીકો ડેરોરે. પ્રભુ૦ ૩

## પદ ૨૨

મારો મુજરો માનીને લીજેરે ગોડીરાઅે, અરજ સુણીને મારો મુજરો માનીને લીજે. ટેક. મુજ સેવકપર કીરપા કરીને, દીલભર દરીશણ દીજે. આ ગોડીરાએ—અરજ. ૧ તુમ અ

વીનાશી અંતર વશીઓ, તુમ દીલમાં પરતીજે. ઓ ગોડીરાએ અરજ. ૨ રૂપ વીબુધનો મોહન પભણે, પયકોઠીને પ્રણમીજે. ઓ ગોડીરાએ—અરજ. ૩

### પદ ૨૩

રીત સરવથી ન્યારી, હોજી તમારી રીત સરવથી ન્યારી. આંકણી. મુઠી બાકુળ માટે પ્રભુ રીઝયા, ચંદન બાળાને તારી. હો. ૨ ચંદકોશીઓ ગયો દેવલોક, કરણી તે કેઇ સુધારી. હો ૩ સુરસશીના વાલા રશીક શીરોમણ, ચરણ કમળ બલીહારી. હો. ૪

### પદ ૨૪

મુખડલાને મટકે, હોજી તમારા મુખડલાને મટકે. આંકણી. અધુર પ્રવાળી હશીને જુઓછો, મન હરી લ્યોછો લટકે. હો. ૧ ભ્રગુટી બાણ મારોછો મોહોનાં, કાળજાં વચે ખટકે. હો. ૨ વશીકરણ વિદ્યા વસાવો છો નેણમાં, તુમ ચરણે ચીત અટકે. હો. ૩ સુરસશીના વાલા રશીક શીરોમણ, લોહેરૂં આવે છે નેમ ચટકે. હો. ૪

### પદ ૨૫

ધન ધનરે ચોઘડીયું મારે આજનુરે, મેંતો મુખડું જોયું જીનરાજનુંરે. ધન૦ ૧ ટેક. વાલાના વદનપર વારી કોટીક ચંદ્રમારે, પ્રભુને નીશદીન વંદુંછું ખમારે. ધન૦૨ પ્રભુનું મુખડું જોતાંરે રઢ લાગશેરે, દુખ જનમ મરણનું ભાગશેરે. ધ૦ ૩

વાલો મનના માન્યા તે સુખ આપશેરે, કરી પોતાનો અભિપદ થાપશેરે. ધન ધનરે૦ ૪ ગાઓ ગીત ગ્યાન તાન સહુ સોહા માણારે, સુરસશીને સદાએ વધામણાંરે. ધન ધન૦ ૪

## પદ ૨૬

તમારા મુખડા ઊપર વારીલાલ લટકાળા. લટકે ચંદનબાળા તારી લાલ લટકાળા. સુનીનું સિંહાસન કીધું લાલ લટકાળા. ત્યાં ઊગરયો સુંદરસેન રાજા લાલ લટકાળા. ચરણે ચંડકોશીયો ડશીયો લાલ લટકાળા. તે તો દેવલોક જઇ વશીયો લાલ લટકાળા. એવી રીત તમારી ન્યારી લાલ લટકાળા. તમને સુરસસી બલીહારી લાલ લટકાળા.

## પદ ૨૭

કીરપા કરોની આદીશ્વર બાવા, કેસા ધ્યાન લાગ્યાહે. કીરપા૦ટેક. કર ઉપર કર અધીક બિરાજે, આશા નગર જુમાયા હે. કીરપા૦ ૧ ગમના ગમની વાર ન સાચી, શિવરમણીકુ ધાયાહે, કીરપા૦૨ આપ તરે ઓરનકુ તારે, અઇ બીરૂદરા આયાહે કીરપા૦ ૩ પ્રેમ પદારથ ઇછા પુરે, શાંતી કુશળ ગુણ ગાયાહે. કીરપા૦ ૪

## પદ ૨૮

પંથીડા પંથ ચલેગો. પ્રભુ ભજલે દિન ચ્યાર, પંથીડા૦ કયા સે આયા કયા સે જાશો, પાપ પુન્ય દો લાર. પંથીડા૦ ૧ બાળપણો આયો ખેલ ગમાયો, યૌવન માયા જાલ. પંથીડા૦૨

બુઢાપણો આયો, ધરમ નપાઓ, ફરી પીછે પસ્તાય. પંથીડા. ૩
દયા મયા કર પારસ મગસી, અબ તેરો આધાર. પંથીડા૦ ૪

પદ ૨૯

ગ્યાનીરે મેરે ગ્યાનીરે, ચાલો કીતાબ સુણવા ગ્યાની.
ગ્યાનીરે રંગ લાગ્યોરે ચાલો૦
તુમ વાણી અમ્રતસેં જાણી, ઇક્ષાંગ મધુસેં ભરાણીરે. ચાલો૦
વાણી ગુણ પાંત્રીસ બીરાજે, ચોત્રીશ અતીસય જાણીરે ચાલો૦
જીવ અજીવ ઓર તત્વ બતાવણા, મોક્ષ મારગડો દીખાવનારે. ચા૦
મીથ્યા તીમરકુ દુર હઠાવના, ગ્યાન પ્રમોદ બતાવનારે, ચા૦
એતનીશી વાણી દીજીએ હમકુ, ચતુર કુસળ શુભ ધ્યાનીરે. ચા૦

પદ ૩૦

ગઝલ.—રાજુલ કહે નાથ ગએ સાત પરહરી, નહી અરજ મેરી ગરજ કછુ દીલમે ધરી. રાજુલ૦ ૧ તેરે દર્સકી મેં તરશી દખુ મેહેલપર ચઢી, દેખી નાથ સાથ જાન મેરી અખીઆં ઠરી. રાજુલ૦ ૨ આયો તોરનસે ફીરીઓ રથ શામને ફરી, કીની પસુવનપે મ્હેર કેર અપે કયા કરી. રાજુલ૦ ૩ આઠ ભવકી જાણી રીત દીલમે ન જરી, આએ નવમે ભવ જોગ ભોગ ગએ બીસરી. રાજુલ૦ ૪ છોડી રાજુલ શ્રીનાર લીની શીવ વધુ વરી, કહે શુત પ્રભુદાસ ચીત ચરણસે ધરી. રાજુલ૦ ૫

## પદ ૩૧

સમત શીખર ચાલો જઈએ મોરી સજની, સમત શીખર ચાલો જઈએ. ટેક. દેશ દેશકે જાત્રા આવે, અતિ સુખ અતિ સુખ ચાહીએ મોરી સજની. સમત૦ ૧ વીસે ટુંકે વીસ જીનેશ્વર, વંદીને પાવન થઈએ મોરી સજની. સમત૦ ૨ મન વચ કાયા પ્રદક્ષણા દે કર, મુક્તી પદમ પદ પહીએ મોરી સજની. સમત૦ ૩

## પદ ૩૨

બેરાગ—સીયળ નીત પાળો પ્રાણી, શીયળ ધરમકો મુળરે. શીયળ૦ ટેક. શીયળ સતી સીતાએ પાળ્યો, અગ્ની કુંડ ભયો પાણીરે. શીયળ૦ ૧ શીયળ સતી સોભદ્રાએ પાળ્યો, ચાયણીમેં ભર લીઓ પાણીરે. શીયળ૦ ૨ સીયળ શેઠ સુદરસને પાળ્યો, સુખી થઈ વીમાનરે. શીયળ૦ ૩ દાન શીયળ સંજમ વ્રત પાળ્યા, શીવ સુખ આવ્યા દાનીરે. શીયળ૦ ૪

## પદ ૩૩

આજકી આંગી જોર બની, ગોડી પાસ જીનેશ્વરકે અંગકી. ટેક. કેસર ચંદન ચરચ્યુ અંગે, બીચ માંહે બુટ્ટી ગુલાબનકી. આજકી૦ ૧ ચંદ્ર જોત તેરા મુખડો બીરાજે, તેરે બદનકી જાઉં બલીહારી. આજકી૦ ૨ કહે ગલુકચંદ એ પ્રભુ સાચો, પુજા કરો એ જીનેશ્વરકી આજકી૦ ૩

**પદ ૩૪**

મીલાવના મીલાવના મીલાવનારે ગોડીજીકો દરસન મીલાવ ના. ટેક. અનુભવ મેવા ભેજદે પ્રભુજી, ઉનમોહે દરીશ દખાવ નારે. ગોડીજી૦ ૧ અંતરયામી અંતર નરખ્યો, દો દરીસન સુખ પાવનારે. ગોડીજી૦ ૨ રામ વીબુધ કહે જિન પ્રભુ પ્યારા, તનકા તાપ મીટાવનારે. ગોડીજી૦ ૩

**પદ ૩૫**

મુરત મોહન ગારી, જીનંદા તોરી મુરત મોહનગારી. આંકણી. દરીશન તોરો મોકુ દરીશન દવે, ઉનકી મેં બલીહારી. જીનં દા૦ ૧ હરીહર બ્રહ્મા મોરે દીલકુ ન આવત, લાગત એ મોએ પ્યારી. જીનંદા૦ ૨ ત્રીસલા માતા મલારજ ગાવે, પાવત શીવ દર ગાજી. જીનંદા૦ ૩

**પદ ૩૬**

ધન ધનરે ચોઘડીયું મારે આજનુંરે, મેંતો મુખડું જોયું જીનરાજનુંરે. ધન૦ ૧ ટેક. વાલાના વદનપર વારી કોટીક ચંદ્રમારે, પ્રભુને નીશદીન વંદુછું હુંતો ખમારે. ધન૦ ૨ પ્રભુનું મુખડું જોતાંરે ૨૯ લાગશેરે, દુખ જનમ મરણનું ભા ગસેરે. ધન૦ ૩ વાલો મનનાં માન્યાંતે સુખ આપશેરે, કરી પોતાનો અખેપદ થાપશેરે. ધન૦ ૪ ગાઓ ગીત જ્યાંન તાં ન સહુ સોહામણુંરે, સુરશશીને સદાએ વધામણુંરે; ધન ધ નરે ચોઘડીયું૦ ૪

## પદ ૩૭

ધન ધન આજુનો દીન રળીઆમણોરે, સુરજ સોનાનો ઉગ્યો સોહ્યામણોરે. ધન ધન૦ ટેક. વાણું વાતાં પ્રભુને ચરણે નમ્યોરે, જીનરાજ તે માહારે મન ગમ્યોરે. ધન૦ ૧ નવ ગ્રહ સમા થયા મારે આજથીરે, વળી દશા તે શ્રી જીનરાજથીરે. ધન૦ ૨ મુખ જોતાં તે દુઃખ સરવે ગયુરે. વાલાનું ધ્યાન સદા ચીતમાં રહ્યુંરે. ધન૦ ૩ આપો સેવા તે સુદ્ધ મનથી ખરીરે, સુરસશી ઉપર કરૂણા કરીરે. ધન ધન૦ ૪

## પદ ૩૮

મારે આજ આણંદ વધામણાંરે, હું તો લેઉંરે વાડાલાલજીનાં ભામણાંરે. માહારે આજ આણંદ વધામણાંરે. ટેક' મુને દાસ પોતાનો જાણીયોરે, અથડાતાં ઠેકાણે આણીયોરે. મારે૦ ૧ આપ્યું દરસન જે દુર્લભ દેવનેરે, મુને કીધું તું રેહેજે મારી શેવમાંરે. મારે૦ ૨ એવો દીધો ભરૂસો સાચા ગુરૂરે, પ્રભુ વીના જગમાં મોથ્યા સહુરે. મારે૦ ૩ મેહેર કરીને માહારા મનમાં રમ્યારે, સુરસશીને જીનરાજજી ગમ્યારે. મારે૦ ૪

## પદ ૩૯

ફેરખો—દખોરે જીનંદા પ્યારા, પ્યારા જીનંદા ભગવાન. દખો. આંકણી. સુંદર રૂપ સ્વરૂપ બીરાજે, જગનાયક ભગવાન. દખો. ૧ દરશ સરશ નિરખો જિનજીકો, દાએક ચતુર સુજાન.

દખો. ૨ શોક સંતાપ મીટયો અબ મેરો, પાયો અવીચળ ભાણ. દખો૦ ૩ સફળ ભઇ મોરી આજકી ઘડીઆં, સફળ થયો નેણ માણ. દખો૦ ૪ દરીશન દખ મિટયો દુખ મેરો, આનંદઘન ઉપકાર. દખો૦ ૫

### પદ ૪૦

તું જગમાંહી દીવો પ્રભુજી, તું જગમાંહી દીવો. ટેક. તીન જગત કે ભાવ પ્રકાશત, કબુએ ન પવન ન છીવો. ઓ પ્રભુ૦ તુમ નહી જગવાદ અનુપમ, તેલ કપુર ન પીવો, ઓ પ્રભુ૦ ૨ દેવ વિજય પ્રભુ ચરણ સરણકે, ખોત બરસ ચરણ જીવો. ઓ પ્રભુ૦ ૩

### પદ ૪૧

અજબ જોત મેરે જીનકી, તુમ દખો માઇ અજબ જોત મેરે જિનકી. ટેક. ચંદ્ર સુરજ ક્રોડ એકઠા કીજે, હોડ ન આવે મેરા પ્રભુકી. તુમ૦૧ જઘમગ જોત જડાવકા ગેણા, શોભા લીલ વરણકી. તુમ૦ ૨ હીરવીજે પ્રભુ પાસ સંખેશ્વર, આશા પુરો મેરે મનકી. તુમ૦ ૩

### પદ ૪૨

રાગ કાફી—ખતરાં દુર કરના દુર કરના, એક ધ્યાન પ્રભુકા ધરના. ખતરા દુર કરના૦ ટેક. જબલગ પાંચો નીરમગ્ર કરના, તગ લગ જીન અનુસરના. ખતરા. ૧ કરોધ માન માયા પરીહરના, સમકીત સુખ વરના. ખતરા૦ ૨ ધન કંચનકુ

કહો કયા કરના આખર એક દીન મરના, ખતરા૦ ૩ જ્ઞાન ઉ ઘોત પ્રભુ પાએ પરના, શીવ સુંદરી સુખ વરના ખતરા૦ ૪.

**પદ ૪૩**

ચેતન ક્રાચીરે મીટીકા ડેરા. ટેક. પડ ગયા ખુંઠખી ખર ગયા ડેરા; લોક કહે ઘર મેરારે. ચેતન૦ ૧ ઊપર પટતે ભુખણ સોહે, ભીતર બોત અંધેરારે. ચેતન૦ ૨ જુઠા ઠાઠ ઠઠા દુની આમે, જુઠા તન ધન મેરારે. ચેતન૦ ૩ એડ્રી અરજ તું કર લે ભાઈ, એ જગકો નહ્રી તેરારે. ચેતન૦ ૪ નવલ કહે છીન છીન મત બીસરો, અપના કર લ્યો સવેરારે. ચેતન૦ ૫

**પદ ૪૪**

આજ ઘેર નાથ પધારયા, કીજે મંગલ ચ્યાર આજ૦
પહેલે મંગલ પ્રભુજીને પુજુ, ઘશી કેસર ઘનસાર. આજ૦ ૧
બીજે મંગલ અગર ઊખેવું, કંઠે ઠવું ફુલહાર. આજ૦
ત્રીજે મંગલ આરતી ઉતારૂ, ઘંટ વજાવું રણકાર, આજ૦ ૨
ચોથે મંગલ પ્રભુ ગુણ ગાઊં. નાટીક થેઇ થેઇ કાર. આજ૦
રૂપચંદ કહે નાથ નિરંજન, ચરણ કમલ જાઊ વારી આજ૦૩

**પદ ૪૫**

સોવો સોવે સારી રેન ગુમાઇ, બહેરન નીંદ્રા તું કયાંસે આઇ. શોવે૦ આંકણી. નિંદ્રા કેહે મેં બાળી ભોળી, ખડે ખડે મુનીજનકુ નાખું ઢોળી. સોવે૦ ૧ નિંદ્રા કહે મેં જમકી દાસી, એક હાથમે મુકતી ઓર દુસરે હાથમે ફાંસી. સોવે૦ ૨ સમય

સુંદર કહે સુનો ભાઇ બહનીઆ, આપ મુવે સારી દુખ ગઇ દુ નીઆં. સોવે૦ ૩

### પદ ૪૬

(તીરથની આશાતના૦ વીર કુંવરની વાતડી૦—એ રાગ.)

મલ્લિ જીનેશ્વર મુરતી મનોહારી, હાંરે મનોહારી રે મને... રી; હરિ ધર્મ ધોરી હૃદયમાં ધારી. એ ટેક. ભુવન માં આપછો વીભુ ભાનું, હાંરે માંહી મંડળ મડન ... અવલોકો અધીપ. મલ્લિ જીનેશ્વર. ૧ વદન શારદનો ચંદ્ર... ચીત ધાર્યો; હાંરે નાથ કર્મ કલંક નીવાર્યો, બાળને ભુપ... મલ્લિ જીનેશ્વર૦ ૨ ચર્ણ કમળથી ચાકીને ચિત્ત માંહી, હાંરે જાય કમળ સરોવર જ્યાંહી; દેખ દાસ દયાળ. મલ્લિ જીનેશ્વ ર૦ ૩ તેજ તણો પુંજ એકઠો આંહી આવ્યો, હાંરે સુર્ય સરસાઇ કરતાં હાર્યો, ફરે સમુદ્રમાં પાત. મલ્લિ જીનેશ્વર૦ ૪ વિશ્વ વિભુ ધરો દાસની દીલ અરજી, હાંરે પ્રભુ પદની "પ્રવર્તક" ગરજી, દેજો જ્ઞાન દાન મલ્લિ જીનેશ્વર૦ ૫



# થોયો *

સંખેશ્વર પાસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછીત પુરણ સુરતરૂ, જય વામા સુત અલવેસરૂ. ૧
દોય રાતા જીનવર અતિ ભલા, દોય ધોળા જીનવર ગુણ નીલા;
દોય લીલા દોય સામળ કહ્યા, સોળે જીન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિઓ, ગણધર તે હઇડે રાખીઓ;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવો શીવ સુખ સાખીઓ. ૩
ધરણીધર રાય પદ્માવતી; પ્રભુ પારશ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચુરતી, નય વિમલનાં વંછીત પુરતી. ૪

---

## પંચ તીર્થંકરની થોયો.

કલ્યાંણ કંદં પઢમ જીણંદં, સંતિ તઓ નેમી જીણંદં મુણીદં;
પાસં પયાસં શુગુણીક ઠાણં, ભતિય વંદે શ્રી વધમાનં. ૧
અપાર સંસાર સમુદ્ર પારં, પતા સીવંદીતુ સુ ઈકિ સારં;
સવે જીણંદા સુર વંદ વંદ્યા, કલ્યાણ વલી ન વીસાલ કંદા. ૨
નીવાણ મગે વરયાંન કપં, પણા સયા સેસસુ કુવાઇ દપં;
મયં જીણાણં સરાણં બુહાણં, નમામી નીચતી જગ પહાણં. ૩
કુદીંદુ ગોખીર તુસાર વંના, સરોજ હથા કમલે નીસંના;
વાએસરી પુથ યવગ હથા, સુહાયસા હમ સયા પસથા. ૪

# અથ પજુસણની થોયો.

સતરભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોછવ કીજેજી;
ઢોલ દદામા ભેરીને ફેરી, ઝલ્લરી નાદ સુણીજેજી;.
વિર જીન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ ગણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચતારી અઠ કીજેજી;
ઉપર વળી દસ દોય કરીને, જીન ચોવીસે પુજેજી;
વડી કલપનો છઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી;
પડવેને દીન જનમ મહોછવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠમનો તપ કીજેજી;
નાગકેતુની પરે કેવળ લહીએ, જો સુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી;
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરીત્ર સુણીજેજી. ૩
બારસેં સુત્રને સમાચારી. છંવછરી પડીકમીએજી;
ચૈત્ર પ્રવાડી વીધીસ્યું કીજે, સકળ જંતુને ખામીજેજી;
પારણાને દીન સ્વામીવછળ, કીજે અધીક વડાઇજી;
માન વીજય કહે સકળ મનોરથ, પુરે દેવી સીધાઇજી. ૪

---

ચીંતામણ ચિંતા ચુરસે, આદેશર આશા પુરસે;
સાંતીનાથની શેવા જે કરે, જે જોઇએ તે આવી મળે. ૧

## અથ સીધચક્રની થોયો.

જીન સાસન વંછીત, પુરણ દેવ રસાળ;
ભાવે ભવી ભણીએ, સીધચક્ર ગુણ માળ;
ત્રીહુ કાળે એહુની, પુજા કરે ઉજમાળ;
તે અમર અમર પદ, સુખ પામે સુવીશાળ. ૧
અરીહંત સીધ વદા, આચારજ ઊવઝાય;
મુની દરસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદીત; સીધચક્ર સુખદાય;
એ ધ્યાંને ભવીનાં, ભવ કોટી દુખ જાય. ૨
આસો ચઇતરમાં, સુદી સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબીલ નીરધાર;
દાય સહસ ગણેવું, પદ સમ સાડા ચાર;
એકાસી આંબીલ, તપ આગમ અનુંસાર. ૩
શ્રી સીધચક્ર શેવક, શ્રી વીમલેસર દેવ;
શ્રીપાળ તણી પેરે, સુખ પુરે સ્વયમેવ;
દુખ દોહગ નાવે, જે કરે એહની સેવ;
શ્રી સુમતી સુગુરૂનો, રામ કહે નીત મેવ. ૪

---

## બીજની થોય.

દીન સકળ મનોહર, બીજ દીવસ સુવીશેશ;

રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહા રેખ;
તીહાં ચંદ્ર વીમાને, સાસ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દીન, પ્રણમું આણી નેહ, 1

## પાંચમની થોય

શ્રાવણ સુદી દીન પંચમીએ, જનમ્યા નેમ જીણંદતો;
સ્યામ વરણ તનું શોભતુંએ, મુખ સારદકો ચંદતો;
સહસ વરસ પ્રભુ આવખુએ, બ્રમચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોચ્યા મુગતી મહંતતો. 1

## આઠમની થોય.

મંગલ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુર રાજજી;
આઠ જાતના કળસ ભરીને, નવરાવી જીન રાજજી;
વીર જીનેશ્વર જનમ મહોચ્છવ, કરતાં શિવ સુખ સાધેજી;
આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગલ કમળા વાધેજી. 1

## એકાદશીની થોય

એકાદશી અતી રૂઅડી, ગોવીંદ પુછે નેમ;
કોણ કારણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ;
જીનવર કલ્યાંણક અતિ ઘણાં, એકશોને પંચાસ;
તેણે કારણ એ પરવ મોટું, કરો મન ઉપવાસ. 1

## સિધગીરીની.

શ્રી સેત્રૂંજે તીરથ સારો, ગિરીવરમાં જેમ મેરૂ ઉદારો;
ઠાકોર રાંમા પાસ. મંત્ર માંહી નવકારજ જાણું,
તારામાં જેમ ચંદ્ર વખાણું; જળધર જળમાં જાણું.
પંખીમાં ઉત્તમ જેમ હંશ, કુળ માંહી જેમ રીખવનો વંશ;
નાભિ તણો એ અંસ. ખેમાવંતમાં શ્રી અરિહંત,
તપસુરામાં માહા મુનિવંત, સેત્રૂંજે ગયા ગુણવંત. ૧

---

પુંડર ગિરી મહોમા, આગમમાં પરસીધ,
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીધ,
પંચમ ગતી પોહોત્યા, મુનીવર કોડા કોડ;
એણે તીરથે આવી, કર્મ વીપાતક છોડ. ૧

---

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરૂદેવી માયા, ઘોરી લંછન પાયા.
જગત સ્તિથિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ સિરિ રાયા, મોક્ષ નગરે સધાયા. ૧

---

રૂષભ ચંદ્રાન વંદન કીજે, વારિખેણ દુઃખ વારેજી;
વર્ધમાન જીનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજી;
ભરતાદિક ખેત્રે મળી હોવે, ચ્યાર નામ ચિત્ત ધારેજી;
તેણે ચ્યાર એ સાશ્વત જીનવર, નમીએ નિત્ય સવારેજી. ૧

મહુ ઉઠી વંદુ, રીખવદેવ ગુણ વંત;
પ્રભુ બેઠા સોહીએ, સમવ સરણ ભગવંત;
જેને છત્ર બીરાજે, ચમર ઢાળે ઈંદ્ર;
જનના ગુણ ગાવે, સોહંગ નારીને વંદો. ૧

## શ્રી મંદીરજીનની.

શ્રી શ્રીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં શેવ;
સકળ આગમ પારક, ગણધર ભાખીત વાણી;
જયવંતી આંણા જ્ઞાન વીમળ ગુણ ખાંણી. ૧

માવદર ખેત્રમાં મંદિરસ્વામી, સોનાનું સિંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બિરાજે, રત્ન મણીમાં દિવા સારજી;
કુમકુમ વરણી ત્યાં ઘુમરી બિરાજે, મોતીના અક્ષર સારજી;
ત્યાં બેઠા શ્રી મંદિર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તુરી બરાસોજી;
પેહેલી પુજા મોરી હોજો, ઉગમતે પ્રભાતેજી. ૧

પાસ જીણંદા વામાનંદા, જબ ગરભે ફળી;
સુપનાં દેખે અર્થ વિષેખે, કહે મઘવા મળી.
જીનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે;
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલોકત વ્રત લીએ. ૧

# સઝાયો.

## रात्रीभोजननी सझाय.

પુન્યે સંજોગે નરભવ લાધ્યે, સાધો આતમ કાજ;
વિખીયારસ જાણો વીખ સરીખો, ઇમ ભાખે જીનરાજરે.
પ્રાણી રાત્રી ભોજન વારો. આગમ વાણી સાચી જાણી;
સમકીત ગુણ સહી નાંણોરે. પ્રાણી. આંકણી.
અભક્ષ બાવીસમે રયણી ભોજન, દોખ કહ્યા પરધાન;
તેણે કારણ રાતે મત જીમો, જો હુવે હઇડે સાનરે. પ્રા૦ ૧
દાન સ્નાન આયુધને ભોજન, એટલા રાતે ન કીજે;
એ કરવું સુરજની સાખે, નીત વચન સમઝીજેરે. પ્રા૦ ૨
ઉત્તમ પસુ પંખી પણ રાતે, ટાલે ભોજન ટાણો;
તુમે તો માનવી નામ ધરાવો,કીમ સંતોષ ન આંણોરે. પ્રા૦ ૩
માંખી જુ કીડી કોલીઆવડો, ભોજનમાં જો આવે;
કોઢ જલોદર વમન વીકલતા, એહવા રોગ ઉપાવેરે. પ્રા૦ ૪
છનુંભવ જીવ હત્યા કરતાં, પાતીક જેહ ઉપાયો;
એક તલાવ ફોડતાં તેટલો, દોખણ સુગુરૂ બતાયોરે. પ્રા૦ ૫
એકડોતર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ;
અઠલોતર ભવ દવ દિધા જીમ, એક કુવણજ સંતાપરે. પ્રા૦ ૬
એકસોને ચુવાલીસ ભવ લગે; કુવણજના જે દોખ;
કુડો એક કલંક દિયંતાં, તેહવો પાપનો પોખરે. પ્રા૦ ૭

એકસો એકાવન ભવ લગે દિધાં, કુડાં કલંક અપાર;
એકવાર સિલ ખંડયા જેહવો, અનરથના વીસ્તારરે. પ્રા૦ ૮
એકસો નવાણું ભવ લગે ખંડયાં, સિલ વીખય સબંધ;
એક રાત્રી ભોજને તેહવો; કર્મ નીકાચીત બંધરે. પ્રા૦ ૯
રાત્રી ભોજન દોખ ઘણા છે, સ્યો કહીએ વિસ્તાર;
કેવલી કહેતાં પાર ન પાવે, પુરવ કોડી મજારરે. પ્રા૦ ૧૦
રાત્રે નિત ચોવીહાર કરીને, શુભ પરિણાંમ ધરીજે;
માસ માસે પાસખમણનો, લાભ ઇસીપરે લીજેરે. પ્રા૦ ૧૧
મુનિ વસતાની એ સીખામણ, જે પાળે નર નારી;
સુરનર સુખ વીલસીને તેહવે, મોક્ષ તણા અધિકારીરે. પ્રા૦ ૧૨

## ઢંઢણ મુનીની સઝાય.

ઢંઢણ રૂખીને વંદણા હું વારી, ઉતકંટો અણગારરે હું વારીલારીલાલ.
અભીગ્રહ લીધો આકરો, હું૦ લબ્ધે લેશું આહારરે હું. ઢં૦ ૧
દીન પ્રતી જાવે ગોચરી, હું૦ ન મીલે શુધ આહારરે, હું૦
ન લીએ મુલ અસુજતો હું૦ પીંજર હુવો ગાતરે હું૦ ઢં૦ ૨
હરી પુછે શ્રીનેમને હું૦ મુનીવર સહસ અઢારરે હું૦
ઉતકંટો કુણ એહમાં હું૦ મુજને કુહો કૃપાળરે. હું૦ ઢં૦ ૩
ઢંઢણ અધીકો દાખીયો હું૦ શ્રીમુખ નેમ જીણંદરે હું૦
કૃશ્ન ઊંમાહયો વાંદવા હું૦ ધન જાદવ કુલ ચંદરે હું૦ ઢં૦ ૪

ગલીયારે મુનીવર માલ્યા હું૦ વાંદે કરન નરેસરે હું૦
કીગુઢી મીથાત્વી દેખને હું૦ આયો ભાવ વીશેષરે હું ઢ૦૫
આવો મુજ ઘર સાધુજી હું૦ લ્યો મોદીક છે સુધરે હું૦
રૂષીજી લેઇ આવીયા હું૦ પ્રભુજી પાસ વિસુધરે હું. ઢ૦ ૬
મુજ લબધે મોદીક મીલ્યા હું૦ મુજને કહો કૃપાલરે હું૦
લબધ નહી વછ તાહરી હું૦ શ્રી પતિ લબધ નિહાલરે હું. ઢ૦૭
તો મુજને લેવો નહીં હું૦ ચાલ્યો પરઠણ કાજરે હું૦
ઘટની વાહે જાયને હું૦ ચુરયાં કર્મ સમાજરે હું. ઢ૦ ૮
આઇ સુધી ભાવના હું૦ પામ્યો કેવળ જ્ઞાનરે હું૦
ઢંઢણ રૂષી મુગતે ગયા હું૦ કહે જીન હરષ સુજાણરે હું. ઢ૦૯

---

# इलाची पुत्रनी सझाय.

નામ ઇલા પુત્ર જાણીયે, ધનદત્ત શેઠનો પુત્ર;
નટવી દેખીને મોહીઓ, જે રાખે ઘર સુત.
કરમ ન છુટેરે પ્રાણીયા. પુરવ નેહ વિકાર;
નજ કુળ છંડીરે નટ થયો, નાંણી શરમ લગાર. કરમ૦૨
ઇક પુર આવ્યોરે નાચવા, ઊંચો વાંસ વીસેસ;
તીહાં રાય જોવારે આવીઓ, મળીયા લોક અનેક. કરમ૦૩
દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડયો ગજ ગેલ;

નિરધારા ઊપર નાચતો, ખેલે નવ નવ ખેલ. કરમ૦ ૪
ઢોલ બજાવેરે નટવી, ગાવે કિંન્નર સાદ;
પાયતલ ઘુઘરારે ઘમ ઘમે. ગાજે અંબર નાદ. કરમ૦ ૫
તિહાં રાય ચિતમેરે ચિંતવે, લુબ્ધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦ ૬
દાનન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયનો, રાય વંછે મુજ ઘાત. કરમ૦ ૭
તવ તિહાં મુનીવર પેખીઓ, ધન ધન સાધુનિ રાગ,
ધિગ ધિગ વિખયારે જીવને, એમ પામ્યો વઇરાગ. ક૦ ૮
થાળ ભરી સુધ મોદકે, પદમણી ઊભેલાં બાર;
લો લો કેછે લેતા નથી, ધન ધન મુની અવતાર. કર૦ ૯
સંવર ભાવેરે કેવળી, થયો મુની કર્મ ખપાય;
કેવળ મહીમાજી સુર કરે, લબ્ધી વિજે ગુણ ગાય. ક૦ ૧૦

---

## સાખિયો.

વિર જીનેશ્વર સાહિબો, ભમીયો કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત. ૧

---

જગમાં તિરથ દો વડા, સેત્રૂંજો ગિરનાર;
એક ઘડ રિખવ સમોસર્યા, એક ઘડ નેમ કુંમાર. ૨

# ગાવાનાં ગીતો.
## सात वार.

આદીતે અરીહંત અમ ઘેર આવોરે;
મારા સ્યામસલુણા નેમ દીલમાં લાવોરે. ૧
સોમે તે શુભ સણગાર સજીએ અંગેરે;
મારા જુગજીવનની સાથ રમીએ રંગેરે. ૨
મંગળ શુભ દીન આજ મંગળ ચારૂરે;
કાંઇ નાવ ભવ ફેરો સ્નેહ હું સંભારૂરે. ૩
બુધ ઘેર આવો નાથ બુદ્ધિના બળીઆરે;
પ્રભુ એક સેંહસને આઠ લક્ષણ ભરીઓરે. ૪
ગુરૂ ગીરવા ગુણવંત શીવા દેવીનારે;
કાંઇ સમુદ્ર વીજય કુળચંદ નેમ નગીનારે. ૫
શુકર સેહેસાવંન ચાલો સુજનીરે,
મારે સમય પ્રભાત વીતી રજનીરે. ૬
સનીસર સંજમ લીધ પ્રીત વધારોરે;
દાનું પામ્યા પરમાનંદ નેમને નારીરે. ૭
મુળચંદ કહે એમ આશા ફળશેરે;
જે નીરમળ પાળે શીયળ ભવ જળ તરશેરે. ૮
અમે નમીયે નેમી જીણંદ ઘડ ગીરનારેરે;
રાણી રાજુલ જુવે વાટ સાતે વારરે. ૯

# गरबी.

(પડવેની પણ પ્રીત ગઝમઠ ભુલીરે. એ રાહ )

ચાલો સખીઓ મગ માથ જીન ઘર જઇએરે;
અવલોકીક આદીનાથ પાવન થઇએરે. ૧
મોહન મરૂદેવી નંદ જગ જયકારીરે;
જસુ વદન પુનમનો ચંદ જાઉં બલીહારીરે. ૨
કંચન ગીરી હરી જીનરાજ જઇ નવરાવેરે;
કરવાને આતમ કાજ, સચી હુલરાવેરે. ૩
વિનતા નગરીનો રાય, હરખું નીરખીરે;
પણ છે સત ધનુષની કાય, સોવન સરખીરે. ૪
હમ દીલ વશીઆ એ દેવ, રંગ રશીલારે;
જસ શુરવર સારે સેવ છેલ છબીલારે; ૫
સ્વામી શીવરમણી કંથ, કાંમાગ્ગારારે;
સુખ આપો સાદી અનંત, પુરણ પ્યારારે. ૬
પ્રભુ પુરણ પુન્ય પસાય, અમે દીઠું રે;
આ હરખ મનમાં ના માય, લાગે મીઠું રે. ૭
રમઝમ કરી જીન ગુણ રાસ રમીએ રંગેરે;
આવો જીનજી આવાસ સખીઓ સંગેરે. ૮
પુજો હરિહર શીર તાજ, કેસર ઘોળીરે;
અંબોડા લઇએ આજ સૈયર ટોળીરે. ૯

# पंदर तीथीयो.

જે જીન મુખ કમળાને રાજેરે, સરસતીને નમુ સુભ સાજેરે;
નેમ ગુણ ગાવાને કાજે. વાલો મારો નેમ જીણંદ કયારે મળશેરે.
પ્રભુ દેખીને દુખડાં ટળશે. વાહાલો૦ ૧
મારો શામ સુંદર કયારે મળશેરે, જેણે રથ તોરણથી વાળ્યોરે;
જેણે પસુઓના ભય ટાળ્યોરે, જેણે જાદવ કુળ અજવાળ્યો.વા૦ ૨
રાજુલ પ્રભુ રંગે રાતીરે, પિયુ વિરહે તપે જેની છાતીરે;
પંદરે તીથી એણી પેરે ગાતી. વાહાલો૦ ૩
પડવે તિથી પહેલી વખાણુરે. પીયું મળસે મન એમ જાણુરે
એને ઉપસમ રસનું ટાંણું. વાહાલો૦ ૪
બીજે દુવિધ ધરમના રાગીરે, પસુ કરૂણા કરો મને ત્યાગીરે;
જાણું શીવરમણીના રાગી. વાહાલો૦ ૫
ત્રીજે ત્રણ જોગને મન સાધેરે, જેમ મારગ સુધ આરધેરે;
દયા વીના ધરમ ન વાધે. વાહાલો૦ ૬
ચોથે ચોથુ વ્રત ચીતે ધારીરે, ગયા તોરણથી તજી નારીરે;
વાલમજી એ વાત ન સારી. વાહાલો૦ ૭
પાંચમે વ્રત પાંચને પાળીરે, જાણું દેષ સવિ તમે ટાળીરે;
નિજ નારીને કેમ ન સંભાળીરે. વાહાલો૦ ૮
છઠે છ કાયને રાખીરે, આ અબળાને દુખમાં નાખીરે;
તુમે કુણ આગળ કરયો સાખી. વાહાલો૦ ૯

સાતમે સુભ ચીતને કીજેરે, જગ જીવના ભા વારીજેરે.
તો મુજને કેમ દુખ દીજે. વાહાલો૦ ૧૦
આઠમે આઠ કરમને તોડીરે, શીવ નારી સાથે પ્રીત જોડીરે;
મુજથી ન કરી એ થોડી. વાહાલો૦ ૧૧
નવમે નવ ભવનો નેહ ટાળીરે, મન મોહ દીશાથી વાળીરે;
મુને ચલવલતી ન સંભાળી. વાહાલો૦ ૧૨
દસમે દસ વિધી જતી ધરમેરે, આદર્યા ચીત જાણ્યો મરમેરે;
મુને એમ પડેછે ભરમે. વાહાલો૦ ૧૩
અગ્યારશે રસના ધામીરે, એમ શિધ હોવે કીણ કામીરે;
વીણ અવગુણે તજીએ વામી. વાહાલો૦ ૧૪
બારશે બુધિવંતા મીતરે, નવી જાણી રૂષીની નિતરે;
એવી ખોટી કરોછો અનીત. વાહાલો૦ ૧૫
તેરસે તેરસમે આહારે, પછે જાજો મુજને વાહીરે,
રાખીશ પીયુડા કર સાહી, વાહાલો૦ ૧૬
ચઉદશે ચતુરા ચિત ચિંતેરે, મને મેલી ગયા નીજ કંતરે;
હુંતો અવગુણી ગુણી ભગવંત. વાહાલો૦ ૧૭
પુનમે પખવાડુ થાયરે, કંત નાવ્યા રાજુલ તીહાં જાયરે;
જઈ વંદ્યા પ્રભુજીના પાય. વાહાલો૦ ૧૮
તમે અનંત ગુણી ભગવાનરે, વ્રત આપી પધારો વાંનરે;
મુને દીજીએ વંછીત દાન. વાહાલો૦ ૧૯
સંજમ દઈ તારી નારીરે, એહ દંપતીની બલીહારીરે;

શીવ પહોતાં સરવ દુખ વારી. વાહાલો૦૨૦
જગ ગુરૂ ચીતમાં લાવેરે, અનુભવ રંગે ગુણ ગાવેરે,
તે મન વંછીત સુખ પાવે. વાહાલો૦૨૧
સુરતમાં સંખેસર પાશરે, પ્રણમ્યા પુરે મન આશરે;
કહે કષ્ણ વિજયનો દાસ. વાહાલો૦૨૨
પનરે તાથી ગાઇ ઉમંગેરે, રહી જીણેંદ્ર સુરી સંગેરે,
રંગવીજય ચડતે રંગે. વાહાલો૦૨૩

---

# ગીત.

નિથ્યાત વામીને કોસ્યા સમકીત પામીરે. એ દેશી.

રૂડો માસ વસંત ફળી વનરાજીરે, રાયણને સહકાર વાલા;
કેતકી જાયને માલતીરે, ભમર કરે ઝંકાર વાલા.
કોયલ મદભર ટહુકતીરે, બેઠી આંબા ડાળ વાલા.
હંસ જુગળ જળ ઝીલતારે, વિમળ સરોવર પાળ વાલા.
મંદ પવનની લહેરમાંરે, માતા સુપન નીહાળ વાલા. આંકણી.
દીઠો પ્રથમ ગજ ઊજળોરે, બીજે રીખભ ગુણવંત વાલા.
તીજે સીંહજ કેસરીરે, ચોથે શ્રી દેવી મહંત વાલા.
માળ જુગલ ફુલ પાંચમેરે, છઠે રોહણી કંત વાલા.
ઉગતો સુરજ સાતમેરે, આઠમે દ્જ સેહ કંત વાલા. રૂડો૦ ૧

નવમે કળમ રૂપા તણોરે, દસમે પદમસર જાણ વાલા.
અગ્યારમે રતનાગરૂરે, બારમે દેવ વીમાન વાલા.
ગંજ રતનના તેરમેરે, ચઉદમે વઘ્રી વખાણ વાલા.
ઉતરતાં આકાશથીરે, પેસતાં વદન મગાણ વાલા. રૂડો૦
માતા સુપન લહી જાગીયારે, અવધિ જુએ સુરરાજ વાલા.
શક્ર સ્તવ કરી વંદીયારે, જનની ઉદર જીનરાજ વાલા.
એણ સમે ઇંદ્ર તે આવીયારે, મા આગળ ધરી લાજ વાલા.
પુણ્યવંતી તમે પામ્યુરે, ત્રણ ભુવનનું રાજ વાલા. રૂડો૦ ૩
ચઉદ સુપના અરથ કહીરે, ઇંદ્ર ગયા નીજ ઠામ વાલા.
ચોસઠ ઇંદ્ર મળી ગયારે, નંદીસર જીન ધામ વાલા.
ચવન કલ્યાણક ઓછવેરે, શ્રીફળ પુજા ઠામ વાલા.
શ્રી સુભવીર તેણે સમેરે, જગત જીવ વીસરામ વાલા. રૂડો૦૪

———o———

મેંતો સાહાજાદેકું ઢુંઢણ ચલિયાં. એ ચાલ. મેંતો જોતી ફિરૂં જીનરાયારે, નેમ સ્યામ નહીં પાયારે. મેં૦ એક બન ઢુંઢે દુજો બન ઢુંઢયો, મેંતો ઢુંઢ લીયા વન સારારે. મેં૦ ૧ વનમ્રગ પીંજર સુવા જુરૂ, મેરે નયનસેં નીર વહાયારે. મેં૦ ૨ પાવમે પીંજની ગલે વિચ માલા, મેંતો સેલ્હીકો સ્વાંગ બનાયારે. મેં૦ ૩ ચઇનવિજય કહે ધનધન રાજુલ, મેંતો પ્રભુ ચરણ ચિત્ત લાયારે. મેં૦ ૪

# लावणीओ.

## જીનદાસ કૃત ધન.

તુમ જપો મંત્ર નવકાર, ઉનસે ઉતરોગે ભવ પાર;
હોયે તેરી કાયકો આધાર, સફલ કરલે અપનો અવતાર;
ધ્યાંન તુમ મનમાં ધરો નરનાર, ખાંણુ દુ:ખકો એ હે સંસાર,
કરો પ્રભુ ખ્યાલ જિનદાશે, રખો તેરે ચરણોકે પાસે. ૧

---

સરક જા કુમતી નાર કાલી, તેરી સોબતસે ગઇ લાલી;
સોબત સુમતાકી મેં ટાલી, આતમા તપમે નહી ઘાલી;
અનંત ભવ વીત ગયા ખાલી, વેદના નીગોદકી ઝાલી;
અમરપદ જીનદાસ માગે, સદાએ પ્રભુજીકું પાગે લાગે. ૨

---

શીશ નીત નમું નાભી નંદન, ચરણપર ચડે કેસર ચંદન;
કરત સબ ઇંદ્રાદીક બંદન, કટત હે કર્મોકા ફંદન;
સાધ્યો તેં શીવપુરકો સાધન. સર્વ જીવનકું સુખ કંદન;
જીણંદગુણ જીનદાસ ગાવે, શીશ ચરણોંશો નમાવે. ૩

---

બોલત હૈયા મેરા હસકર, ચડાવું ચંદન ચુવા ઘસકર;
પેઠા મેં ધરમોમેં ધમકર, પાપ દલ દુર ગયા ખસકર,
ચેતન અબ ખડા કમર કસકર, હઠાવો કર્મોકા લસકર;
શ્રી જિનરાજ ઝાઝ ખાસા, સરણે જીનદાસ લીઆ ખાસા.

## આદિનાથનીં લાવણી.

શ્રી આદિનાથ નિરવાણી નમું એશે ધ્યાની, ભવ જીવ તર ણેકે કાજ બણાઇ વાણી. આંકણી. તુમ નાભી રાય કુલ ધારી બડે અવતારો, ખુલ રહી ખલકમેં ખુબ કેસરકી કયારી; તુમ મ મતા મનકી મારી આતમા તારી, તજ દઇ વિપત વિખયનકી જાંનકર ખારી; તુમ કરી મુગત પટરાણી જગતમેં જાણી. ભ૦ ૧ જાણ્યા સુરતર સુખરાસી હુવા હે ઉદાસી, જલ ગઇ જમલ જં-જાલ જગતકી ફાંસી; તુમ જગતપતિ અવિનાસી મુકતાકે વાસા, તેરે દરસનસેં સબ દુખ દુર ગયો નાશી; પ્રભુ કરી સફલ જંદગાની મેરે મન માંની. ભ૦ ૨ બડે જોતવંત જીનરાજ જગતમેં બાજે, તેરો દરશણ હે સુખદાય સુધારે કાજે; તેરી ધુન ધધનમેં ગાજે સુરપત લાજે, ગલ ગયા ગરવ પાખંડ કામના ભાજે; નાટક નાચે ઇંદ્રાણી અધિક ધુન આણી, ભ૦ ૩ તેરી મહિમા ક હી ન જાવે પાર નહિ પાવે, ગાંધર્વ સુરપત સબ તેરે ગુણ ગાવે; તેરે ચરણોસે લપટાવે સરસ લવલાવે, નરનાર હીયાકે માંહે ભગતિ તેરી ચ્હાવે; તેરી ત્રષ્ણા સબ વીરલાણી મુગતિ કુ ઠાંણી. ભ૦ ૪ મરૂદેવા કુખકા જાયા અમર પદ પાયા, છપન કુમરી નારી મીલિ જસ ગાયા; દુરગતકો દુઃખ વિરલા યા સફળ કરી કાયા, જીનદાસ નિરંજન દેખ સરણ તેરે આયા; સમકીતકી સેજ પીછાણી મંલ્લી મોહે ટાંણી. ભ૦ ૫

## કેસરીઆની લાવણી.

સુનીયોરે બાતાં સદાસીવજી, મત ચઢ જાના ધુમદેવા;
ગઢપતી ઊનકા બડા એ ડંકા, મત છેડો તમે ઉન દેવા.
સગતા રે પત ચુડાવત બોલે, અગહી નોકર ઇનહુકા;
હીંદુ પતસે હાથ જોડકર, તીન ભવનમે હે ટીકા. સુનીયો૦૧
સરગ મરત પાતળ સુનીયે, સુરી નર મુનીજન ધ્યાવત હે;
ઈંદ્ર ચંદ્ર મુની દરીશન આવે. મનકી મોજા પાવતહે. સુની૦ ૨
ગયા રાજ દિન કેસે આવે, નીરધનીયાકું ધન દેવે;
બાજ ખીલાવે સુંદર લડકા, સદા સુખી રહે તુમ સેવે. સુની૦
તારે ઝાઝ સમુદર માંહે, રોગ નિવારે ભા ભાકા.
ભુપ રંગકો રંગ દીયાહે, ચોરન બંધન હરી દેવા. સુનીયો.
ધું ધું ધું ધું ધુસા બાજે, દેશો દેશપર હે ડંકા;
ભાઊ તાતરીઆ યું કર બોલે, મત બતલાવો બડબંકા. સુની૦
રાંણાજી કહે ઉમરાવ વજીરને, માનત નહી અમ એ બાતાં;
તારી કરણી તું પાવેગા, મેં નહીં આવું તુમ સાથાં. સુનીયો૦
મુછ મરોડી ચઢે અભીમાને, ઝેર ભરયા હે નજરોમેં;
રીખભ દાસ કહે સાહેબ સચા, દેખ તમાસા ફજરોમેં. સુની૦૭



# गुंहलीओ.

## ગોરમાની દેશી.

બેહની ચંપાનયરી ઉદ્યાંન કે જીનવર આવિયારે લોલ;
બેહની સુરનર સારે સેવ ભવિક મન ભાવિયારે લોલ;
બેહની ચઉદ સહસ અણગાર કે સાથે ગણધરૂરે લોલ;
બેહની અનુંતર સુરથી અનંતો રૂપ મનોહરૂરે લોલ. ૧
બેહની કોણિકરાય સુજાણ કે દિએ વધામણીરે લોલ;
બેહની આવે વંદન કાજ કે સાથે રિદ્ધ ઘણીરે લોલ;
બેહની દેઇ પ્રદક્ષણા ત્રણ કે વંદે જગ ધણીરે લોલ;
બેહની જીનવાણી સુણવાને ઉત્કંઠા ઘણીરે લોલ. ૨
બેહની દીએ દેશના મનોહર કે ભવિકજન તારવારે લોલ;
બેહની જનમ મરણ જંજાળ કે ભવ દુઃખ વારવારે લોલ;
બેહની વાંણી ગુણ પાંત્રીસ કે વરસે જલધરૂરે લોલ;
બેહની ભવ દયા ભંડાર કે મળિયું જીનવરૂરે લોલ. ૩
બેહની કોણીક ભૂપતિ નારી કે જીન આગળ રહીરે લોલ;
બેહની ગહુલી કરે મનોહર કે મન હરખીત થઇરે લોલ;
બેહની લુંછણા કરે મન રંગ કે લેઇ વળી ભામણારે લોલ;
બેહની લળીલળી નમે પાયકે કરે વળી ખામણારે લોલ. ૪
બેહની શ્રીફ ગતિ ચૂરણ સાથિઓ એમ ભાવે કહ્યારે લોલ;
બેહની શ્રીફળ સિવ ફળ કાજ કે વળી ઉપર ધરેરે લોલ;

એહની માણીઉદ્યોત ગુરૂ રાજની સેવા સારીએરે લોલ;
એહની પાંમો મનુષ્ય અવતાર કે સંકા વારીએરે લોલ. ૫

---

કાંકણ દેશની ઘોડીરે. એ દેશી.

પ્રભુ મારો ભોગકરમ ક્ષિણ જાણીરે, પ્રભુ મારો પરણ્યો સંજમ રાણીરે; પ્રભુ મારો ત્રીસ વરસ ઘરવાસરે, પ્રભુ મારો સંજમ લેવા ઊલ્લાસરે; પ્રભુ તુમે વિહાર હેવામાં ધારયોરે, અમને ગમસે નહી નિરધારરે. ૧ પ્રભુ તુંતો જ્ઞાનદીક ગુણ દરિયોરે, પ્રભુ હુંતો નિરાશ્રય રહ્યો પડીયોરે; પ્રભુ મારા માતા પિતાનો નહિ જોગરે, પ્રભુ માહારા બંધવનો ન કરો વિજોગરે. ૨ પ્રભુ માહારા તુમ વિના ઘર સુન વેડીરે, પ્રભુ માહારા ન ગમે મોહોલને મેડીરે; પ્રભુ માહારા તુમ આણા વેહેનો ઊલાસરે, પ્રભુ માહારા બંધવ વિના થયો જગદાસરે. ૩ પ્રભુ માહારો ચોસઠ ઇંદ્ર પરવરીયોરે, પ્રભુ માહારો સિદ્ધારથ વન સંચરીયોરે; પ્રભુ માહારો મૃત ઊંચેરી એમ ભાખેરે, બંધવ માહારા કરશું વિહાર ઉલ્લાસરે. ૪ પ્રભુ માહરો એમ કહી ચાલ્યો તેણી વારરે, પ્રભુ માહારા નયણે આંસુની ધારરે; પ્રભુ માહારા નિજ નયરિ કિમ જાસ્યુંરે, પ્રભુ માહારા મુજ મન થયો ઉદાસરે. ૫ પ્રભુ તુંતો નીરાગી નીચિંતરે, પ્રભુ માહારા દરશનથી કરજ્યો પવીત્રરે; પ્રભુ તુતો કરૂણા રસનો

કંપેરે, પ્રભુ મુને એકલડો કિમ મુકોરે. ૬ પ્રભુ માહારો મણિ ઉદ્યોત પરે દીપેરે, પ્રભુ મહારો અસંખ્યા સુરજ તેજ ઓપેરે; પ્રભુ માહારા વરસોહાને જસ સંયોગ, પ્રભુ માહારા દયા આણી કારજ સીધોરે. ૭

---

# શ્રી માહાવીર સ્વામીનું પાલણું.

માતા ત્રિસલાએ પુત્ર રત્ન જાઇઓ, ચોસઠ ઇંદ્રનાં આસન કંપે સાર; અવધિ જ્ઞાને જોઇ ધાયો શ્રીજિન વીરને. આવે ક્ષત્રી કુંડ નયર મોઝાર માતા૦ ૧ વીર પ્રતિબિંબ મુકી માતા કને, અવસરપાણી નિદ્રા દિએ સાર; એમ મેરૂ શિખરે જીનને લાવે ભકતીસું; હરી પંચ રૂપ કરીને મનુહાર, માતા૦ ૨ એમ અસંખ કોટા કોટી મળી દેવતા, પ્રભુને ઓછવ મંડાણે લેઇ જાય; પાંડુક વન શિલાએ જિનને લાવે ભકતીથી; હરી અંગે થાપે ઇંદ્રપણું ઉછાય. માતા૦ ૩ એક કોડ સાઠ લાખ કળસે કરી; વીરનું સનાત્ર ઓછવ કરે સાર; અનુક્રમે વીર કુંમરને લાવે જનની મંદીરે; દાસી પ્રીય વીધા જાયે તેણી વાર. માતા૦ ૪ રાજા સીધારથને દીધી વધામણી, દાસીને દાન માન દીએ મનુહાર, ક્ષત્રી કુંડ ગાંહે ઓછવ મંડાવાયો; પ્રજા લોકોને હરખ અપાર. માતા૦ ૫ ઘર ઘર શ્રીફળ તોરણ તાટજ બાંધીયાં, ઓરી ગાવે મંગળ ગીત રસાળ; રાજા સીધારથ જન્મ ઓછવ

કરે, માતા ત્રીસલા થઇ ઊજમાળ. માતા૦ ૬ માતા ત્રિસલા ઝુલાવે પુત્ર પાલણે, ઝુલે લાડકડા પ્રભુજી આણંદ ભેર; હરખ્યાં નિરખીને ઇંદ્રાણીઓ જાયે વારણે, આજ આણંદ રૂડો વીર કુંવરને ઘેર. માતા૦ ૭ વીરના મુખડા ઉપર વારૂ કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાલ કપોલ; સુક ચંચુક સરખી દીસે નીરમલ નાસીકા, કોમળ અધુર અરૂણ રંગ રોલ. માતા૦ ૮ ઓષધી સોવન મંદીરે સોહીએ હાલરૂ, નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર; કર અંગુઠો ધાવે વીર કુમાર હરખે કરી, કાંઇ બોલાવતાં કરે કીલકાર. માતા૦૯ વીરને નીલાડે કીધો છે કુમકુમ ચાંદલો, સોભે જડીત મુગટ મણીમય દીશે લાલ; જુગતે આંજીછે અણીઆળી બેઊ આંખડી, સુંદર કસ્તુરીનું ટબકુ કીધું ગાલ. માતા૦ ૧૦ કંચન સોળે જાતના રત્ને જડીઉ પાલણું, ઝુલાવત વેળા થાય ઘુઘરનો ઘમકાર. ત્રિસલા વિવિધ વચને હરખી ગાવે હાલરૂ, બેંચે ફુમતીઆળી કંચન દોરી સાર. માતા૦ ૧૧ મારો લાડકવાઓ સરખા સંગે રમવા જશે, મનોહર સુખડલી હું આપીશ એહને હાથ; ભોજન વેળા રમઝમ રમઝમ કરતો આવશે, હુતો ધાઇને ભીડોસ રૂદીયા સાથ. માતા૦ ૧૨ હંસ કારડવ કોકીલ પોપટ પારેવા, માંહે બપઇયાના સાદ ચકોર; મેના મોર મેલ્યાંછે રમકડાં રમવા તણાં, ઘમ ઘમ ઘુઘરો બજાવે ત્રીસલા નંદ કીસોર. માતા૦ ૧૩ મારો વીર કુંવર નીશાળે ભ

ણવા જશે, સાથે સજન કુટંબ પરીવાર; હાથી ઘોડા રથ પા
ળા એ ભલા સોભતા, કરીશ નીશાળગરણું અતી મનોહાર.
માતા૦ ૧૪ મારા વીર સમાણી કન્યા એહને લાવસ્યું, મારા
વીર કુંવરને પરણાવીશ મોટે ઘેર; મારો લાડકડો વરરાજા ઘો
ડે બેસસે, મારો વીર તે કરસે સદાએ લીલા લહેર માતા૦ ૧૫
ત્રિસલા માતા ગાવે વીર કુંવરને હાલરૂ, મારો નંદન જીવજો કો
ડા કોડી વરસ, એતો રાજ રાજેસર થસે ભલો દીપતો, મારા
મનના મનોરથ પુરસે જગીશ. માતા૦૧૬ ધન ધન ક્ષત્રી કું
નયર મનોહરૂં, જયાં વીર કુંવરનો જન્મ ઓછવ ગવાય, રાજા
સીધારથના કુળ માંહે દીનમણી, ધન ધન ત્રીસલા રાણી જેહ
ની માય. માતા૦ ૧૭ એમ સઇયર ટોળે મળી ગાવે હાલરૂ,
થાશે મનના મનોરથ તેહને ઘેર; અનુક્રમે રૂપવીજય મહોદય
પદવી પામસે, ગાય અમોવીજય કહે થાસે લીલા લહેર.
માતા ત્રીશલા૦ ૧૮

## ઓચ્છવ.

ઓછવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણક ઓછવ કીયો, ચડતે પરીણામે. ઓછવ૦ ૧
સત વરસાયુ જીવીને, અક્ષય સુખ સ્વામિ;
તુમ પદ શેવા ભકિતમાં, નવી રાખું ખામી. ઓછવ૦ ૨
સાચી ભગતે સાહિબા, રીઝો એક વેળા;
શ્રી શુભ વિર હોયે સદા, મન વંછીત મેળા. ઓછવ૦ ૩

# आरतीओ.

## આરતી ૧

જે જે આરતિ આદી જીનંદા,
નાભિ રાયા મરૂદેવીકો નંદા. જે જે૦ નાભી૦
પહેલી આરતી પુજા કીજે,
નરભવ પામી લાવો લીજે. જે જે૦ નાભી૦
દુસરી આરતી દીન દયાળ,
ધુળવ મંડપમાં જગ અજવાળ્યાં. જે જે૦ નાભી૦
તીસરી આરતી ત્રીભોવન દેવા.
સુરીનર ઇંદ્ર કરે તારી શેવા. જે જે૦ નાભી૦
ચોથી આરતી ચઊ દસ ચુરે,
મન વંછીત ફળ શીવસુખ પુરે. જે જે૦ નાભી૦
પાંચમી આરતી પુન્ય ઊપાયા,
મુળચંદજી રીખવ ગુણ ગાયા. જે જે૦ નાભી૦

---

## આરતી. ૨

પેહેલી આરતી પ્રથમ જિણંદા, સેત્રુંજા મંડણ રીખવ જીણંદા. ૧ દુસરી આરતી મરૂદેવા નંદા, જુગલા ધર્મની વાર ન ખંડા; ત્રીજી આરતી ત્રીભોવન મોહીયે, રત્ન સીંઘાસન મારા પ્રભુજીને સોહીએ. ૨ ચોથી આરતી નીત નવી પુજા, દેવ નિરંજન

અવર ન દુજા; પંચમી આરતી પ્રભુજીકે સોહીએ, પ્રભુજીકે ગુણ સેવક ગાવે. ૩ આરતી કીજે પ્રભુ સાંત્તી જીણંદકી, હરણં લંછનકી મેં જાઉ બલિહારી; વિસ્વસેન અચરાજીકો નંદા, સાંતીનાથ મુખ પુનમ ચંદા. ૪ આરતી કીજે પ્રભુ નેમજીણંદકી, સંખ લંછનકી મેં જાઉ બલહિારી; સમુદ્રવીજે સિવાદેવિકો નંદા, નેમનાથ મુખ પુનમ ચંદા. ૫ આરતી કીજે પ્રભુ પાસ જીણંદકી, મણીધર લંછન જાઉ બલિહારી; અશ્વસેન વામાજીકો નંદા, પારશ્વનાથ મુખ પુનમ ચંદા. ૬ આરતી કીજે પ્રભુ વીર જીણંદકી, સિંહ લંછનકી મેં જાઉ બલિહારી; સીધારથ રાજા ત્રીસલા દેવિકો નંદા, વીર જીણંદ મુખ પુનમ ચંદા. ૭ આરતી કીજે પ્રભુ ચોવીસ જિણંદકી, ચોવીસ જીણંદકી મેં જાઉ બલિહારી. ૮

---

# मंगळदीवो.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઊતારોને બહુ ચિરં જીવો. શોહામણો ઘેર પરવ દીવાળી, અમર ખેલે અબળા નારી; દીપાળ ભણે એને કળે અજુઆળી, ભાવે ભકતે વદન નિહાળી, દીપાળ ભણે જેણે એ કળીકાળે, આરતી ઉતારી રાજાકુવારપાળે; તમ ઘર મંકળીક અમ ઘર મંગળીક, મંગળીક ચતુરવીધ સંઘને હોજો, દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઊતારોને બહુ ચિરં જીવો.

# श्री जीन नवअंग पुजाना दुहा.

જળ ભરી સંપુત પત્રમાં, જુગલીક નર પુજંત;
રીખભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧

જાનું બળે કાઊસગ રહ્યા, વિચરયા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પુજો જાનું નરેશ. ૨

લોકાંતિક વચને કરી, વરસ્યા વરશીદાન;
કરકંડે પ્રભુ પુજતાં, પુજો ભવિ બહુ માન. ૩

માન ગયો દોય હંસથી, દેખી વીરજય અનંત;
ભુજા બળે ભવજળ તરયા, પૂજો ખંધ મહંત. ૪

સિદ્ધસલી ગુણ ઉજળી, લોકંતે ભગવંત;
વશીયા તેણે કારણ ભવી, સિધ શીખા પુજંન. ૫

તિરથંકર પદ પુન્યથી, ત્રિભુવન જન શેવંત;
ત્રિભુવન તીલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત. ૬

સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુરધ્રુની સુરનર સુણે, તીણે ગળે તિલક અમુલ. ૭

રૂદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોશ;
હેમ દહે વન ખંડને, રૂદય તીલક સંતોષ. ૮

રત્ન ત્રઇ ગુણ ઉજળી, સકળ સુગુણ વીશરામ;
નાભી કમળની પુજના, કરતાં અવીચળ ધામ. ૯

ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પુજા બહુ વીધ રાગથું, કહે સુભવીર મુણંદ. ૧૦

# અથ ચૈતવંદન કરવાની વિધી

(પ્રથમ) ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થેણ વંદામિ. ૧ (પછી) ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ચૈતવંદન કરૂં. ( એમ કહીને ચૈતવંદન કરવું. પછી )

## अथ जंकिंचि.

જંકિંચિ નામતિથ્થં, સગ્ગે પાયાલિ માણુસેલોએ; જાએ જીણબિંબાઇ, તાઈ સવાઇ વંદામિ. ૧

## अथ नमुथ्थुणं.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં. ૧ આઇગરાણં તિથયરાણં સયસંબુદ્ધાણં. ૨ પુરિસુત્તમાણં પુરિસસીહાણં, પુરિસવર પુંડરિઆણં; પુરિસવર ગંધહથ્થીણં. ૩ લોગુત્તમાણં લોગનાહાણં લોગહિયાણં લોગપઇવાણં લોગપજ્જોઅગરાણં. ૪ અભય દયાણં ચખ્ખુ દયાણં મગ્ગદયાણં શરણ દયાણં બોહિ દયાણં. ૫ ધમ્મ દયાણં ધમ્મ દેસયાણં ધમ્મ નાયગાણં ધમ્મ સારહીણં ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણં. ૬ અપ્પડિહય વરનાણં દંસણધરાણં વિયટ્ટ છઉમાણં. ૭ જીણાણં જાવયાણં તિન્નાણં તારયાણં બુધ્યાણં બોહીયાણં મુત્તાણં મોયગાણં. ૯ સવન્નુણં સવ્વ

हरिसीणं सीव मयल मरूअ मणंत मख्खय मव्वाबाह मपुन-
ण रावित्ती सिद्धिगइ नामधेअं ठाणं संपत्ताणं नमो जीणाणं
जिय भयाणं, ९ जेअ अइआ सिध्धा जेअ भवि स्संत्त
णा गएकाले संपइअ वट्टमाणा सव्वेति विहेण वंदामि. १०

# अथ जावंतिचेइआत्रे.

जावंति चेइआए उढ्ढेअ अहेअ तिरिअलोएअ सव्वा
इ ताइवंदे इहसंतो तथ्थसंताइ. १
जावंतकेविसाहु भरहेरवय महाविदेहेअ सव्वेसिंतेसिंपण-
ओ तिविहेण तिदंड विरयाणं. २

# अथ प्रमेष्टीनमन.

नमोर्हत् सिध्धाचार्यो पाध्याय सर्व साधुभ्यः

(एटलुं कह्या पछी स्तवन केहेवुं. पछी हाथ जोडीन)

# अथ जयवीअराय.

जयवीअराय जगगुरु होउ ममं तुह पभावओ भयवं भ-
वनिव्वेओ मग्गाणुसारिआ इठ्ठफल सिध्धि, १ लोग विरु
द्ध च्चाउ गुरुजण पुआ परथ्थ करणंच सुहगुरुजोगो तव्व-
ण सेवणा आभव मखंडा. २ वारिजइजइ विनिआण
बंधण वीअराय तुहसमये तहविमम हुजजसेवा भवे भवे तु-
म्ह चलणाणं. ३ दुख्खख्खओ कम्मख्खओ समाहि मर

પંચ બોહિલાબોઅ સંપજ્જઉ મહુઆઅં તુહનાહ પણામ કર-
ણેણં. ૪ સર્વ મંગળ માંગલ્યં સર્વ કલ્યાણ કારણં પ્રધાનં
સર્વધર્માણં જૈનં જયતિ શાસનં. ૫

(પછી ઉભા થઇને)

# अथ अरिहंतचेइआणं.

અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં. ૧ વંદણવત્તિઆ-
એ, પૂઅણવત્તિઆએ; સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆ-
એ, બોહિલાભ વત્તિઆએ, નિરૂવસગ્ગ વત્તિઆએ. ૨ સિ-
દ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ
ઠામિકાઉસ્સગ્ગં. ૩

# अथ अन्नथ्थउससिएणं.

અન્નથ્થઉસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભા-
ઇએણં ઉડુએણં વાયનિસગ્ગેણં ભમલિએપિત્તમુછાએ. ૧
સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલસંચાલેહિં સુહુમેહિં
દિઠસંચાલેહિં. ૨ એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિ-
રાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો. ૩ જાવ અરિહંતાણં ભગવં
તાણં નમુક્કારેણં નપારેમિ. ૪ તાવકાયં ઠાણેણં મોણેણં
ઝાણેણં અપ્પાણં વોસિરામિ. ૫

(પછી ઉભા થઇ એક નવકારનો કાઉસગ પાળીને
પછી થોય કેહેવી, પછી ખમાસમણ લેવું.)

# આશ્રય પત્રિકા.

આ ચોપડીને અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારં ગ્રહુસ્થોના નામનુ લીસ્ટ.

**અમદાવાદ,**

૧૧ શા. લાલચંદ લલું
૧ શા. ભીખાભાઇમનસુખભાઇ
૧ શા. ધરમચંદ મોકમ
૧ શા. પ્રેમચંદ ડુગરચંદ
૧ શા. બલાખી સાંકળચંદ
૧ ઝવેરી. હરીલાલ છોટાલાલ
૧ શા. કરમચંદ ગલાબચંદ
૧ શા મગનલાલ કેવળદાસ
૧ શા. ડાહ્યાભાઇ વરજીવનદાસ
૧ શા. ધરમશી કુંવરજી
૧ શા. જેઠાલાલ ઊમેદચંદ
૧ શા. નગીનદાસ વખતચંદ
૧ શા. હઠીસંગ બેહેચર
૧ શા. મગનલાલ જેઠાચંદ
૧ શા. રતનચંદ સામળદાસ
૧ શા. ત્રીકમલાલ મગનલાલ
૧ ઝવેરી. કેશવલાલ હીરાલાલ
૧ શેઠ બાપાલાલ મુળચંદ
૧ શેઠ કેશવલાલ જેચંદ
૧ શા. નાથા માણેકચંદ
૧ શા. વાડીલાલ બાપુજી.
૧ શા. લલુ બહેચરદાસ.
૨ શા. પુજા નગીનદાસ
૧ શા. ગુલાબચંદ સુરચંદ
૧ શા. મોતીલાલ મગનલાલ.
૧ શા. મોતીલાલ મગનલાલ

**કપડવણજ**

૫ મેહેતા. મગનલાલકાળીદાસ.

**મહુધા**

૧૦ દાસી વરજલાલ પરભુદાસ

**આંતરોલી**

૫ શા. મનસુખ કાળીદાસ

**કનીજ**

૫ શેઠ. લલુભાઇ દેવચંદ

**પાલણપુર**

૨ મેહેતા પુનમચંદ નાહાલચંદ
૧ સંઘવી રૂપચંદ ડુગરશી.
૧ મેહેતા. અમુલખ ચુનીલાલ
૧ પરી. લલુચંદ ગોપાળચંદ
૧ શા. ખુબચંદ મોતીચંદ

**ધોલેરા**

૧ શા. તરભોવન જેમલ.
૧ શાં. ઉજમશી હીમચંદ
૧ શા.સુખલાલ છગનલાલ
૧ શા. મુળચંદ ઝીણા
૧ શા. હરગોવન ખુમચંદ
૧ શા. હરજીવન મોતીચંદ
૧ શા. જેશંગ રામચંદ
૧ શા. ગોવીંદજી ઝવેર.
૧ શા. ધરમશી વીરચંદ
૧ પરી. હીમચંદ માણેકચંદ
૧ શા. સાંકળચંદ ઉમેદ
૧ ક્ષા. શા. નરસીદાસ ઝવેર
૧ કા. વાડીલાલ મગનલાલ

**ખંભાત**

૧૧ શા. મગનલાલમાણેકલાલ

**વડોદરા**

૧૨ મોદી. નેમચંદ બેહેચરની
મારફત.
૧ શા. મગનલાલ દીપચંદ
૧ શા. ડાહ્યા કસનદાસ
૧ મોદી. તીકુભાઇ લરેચંદ
૧ શા. અમથાભાઇ અમરચંદ
૧ પરી. ચુનીલાલ હકમચંદ
૧ શા. ખુબચંદ રાયચંદ
૧ શા. નેમચંદ મલુકચંદ
૧ શા. છોટાલાલ લલુભાઇ
૧ શા. ધરમચંદ જગજીવન
૧ શા. પ્રેમચંદ નરોતમ.
૧ મોદી. મનસુખ કુબેરદાસ
૧ શા. લલુ જીણાભાઇ.

**ભાવનગર**

૧ શા. ભીમજી નરશીદાસ
૧ દોશી. નરોતમ વશરાય

**ડભોઈ**

૧ શા. હરગોવન જીવચંદ

**વેજલપર**

૧ દોસી છોટાલાલ લલુભાઇ

**અગાશી બંદર**

૧ ખેમચંદ હીરાચંદ

**થરાદ**

૧ શેઠ દેવચંદ સવાઇચંદ

**રાધનપુર**

૧ શેઠ મનસુખભાઇ ભાઇચંદ.

કેટલાક ગ્રહસ્થેનાં નામ વેળાસર નહીં આવી પોહોચવાથી દાખલ કરવામાં આવ્યા નથી.

# જાહેર ખબર.

સરવે જૈનધરમી ભાઈઓને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ અમદાવાદમાં સમશેર બાહાદુર છાપખાનામાંથી તથા નિચે સહી કરનાર પાસેથી રોકડી કિંમતે વેચાતી મળશે.

૦-૫-૦ પાંચ પડિકમણા સુત્ર.
૦-૬-૦ દેવસિ તથા રાઇ પડિકમણા સુત્ર. બાળાબોધ સહિત.
૦-૨-૦ મૈતીસાની ઢાળીઆં
૦-૬-૦ શ્રીપાળનો રાસ
૦-૧-૦ શ્રુત પ્રકાશનું સ્તવન
૦-૧-૦ મહાવીર સ્વામીના સતાવીસ ભવનું સ્તવન.

ઉપર મુજબની ચોપડીઓ શુદ્ધ અને સારી છાપથી છાપેલી મળશે. જોઇએ તેણે કીંમત મોકલી મંગાવી લેવી ટપાલ ખરચ જુદું આપવું પડસે.

**શા. મગનલાલ હઠીશંગ**

ઠા. રાંગળ મંદીરની પોળ.

——০✻০——